જ્ઞાન સાથે ગમ્મત આપતી રસભરી ચતુરાઈની સચિત્ર બાલવાર્તા

# ચતુર સુજાણ




લેખક

**મોહનલાલ ધામી**

ચિત્રકાર

**જગમોહન મિસ્ત્રી**




કિંમત રૂ. ૧-૮-૦


**એન. એમ. ઠક્કરની કું.**

બુકસેલર્સ : : પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ : ૨





## બે શબ્દો :—

બાલસાહિત્યમાં આ મારો પ્રથમ પ્રવેશ છે. મને બાળકો ખૂબ ગમે છે, પણ હું બાળકોને ગમીશ કે નહિ તે નથી કહી શકતો. એટલે ડરતાં ડરતાં 'ચતુરસુજાણ' બાળકો સામે મૂકું છું મારા હૈયામાં વિશ્વાસ તો એવો જ છે કે બાળકો મને નિરાશ નહિ કરે. પછી તો બાળકોનાં મન પારખવાં સહેલાં નથી.

બાલસાહિત્યના આચાર્ય શ્રી નાગરદાસ ઇ. પટેલે મારી આ વાર્તાઓને પોતાની દૃષ્ટિ તળે ઝીલી છે અને ચતુરસુજાણનાં રૂપરંગ પાછળ એમની જ પ્રેરણા ને મદદ છે. હું એમનો હાર્દિક આભાર માનું છું.

આ વાર્તાઓમાં એક બે વાર્તા મૌલિક છે, બાકીની બંગાળી બાલસાહિત્યમાંથી લીધી છે.

**મોહનલાલ ધામી**



**અનુક્રમ**

ચતુરસુજાણ............ ૫
બે ચોર...............૨૦
બાપથી સવાયો .......૨૦
માયાવી તુંબડું...........૪૫
જાદુઈ દિવાસળી...........૫૮
દવલી દીકરી..............૬૮
વિજળી.........૭૬

મુદ્રક
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી



પ્રકાશક
નંદલાલ એમ. ઠક્કર
એન. એમ. ઠક્કરની કં.

 પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબાઈ નં. ૨. 



# ☆ ચતુર સુજાણ ☆

☆

## ચતુર સુજાણ

શાહી જમાનાની વાત છે. દિલ્હીના તખ્ત પર અકબર બાદશાહ રાજ કરતા હતા. તાનસેન જેવા ગવૈયા અને બિરબલ જેવા ચતુરસુજાણ પુરુષો અકબરના રાજદરબારમાં રત્ન માફક શોભી રહ્યા હતા.

અકબર બાદશાહના વખતમાં દિલ્હીની જાહોજલાલી ખૂબ હતી. સુગંધી તેલ અને અત્તરવાળાની દુકાનોથી માંડીને મોટા મોટા ઝવેરાતના વેપારીઓ દિલ્હીની બજારને શોભાવી રહ્યા હતા. આખા હિન્દુસ્તાનના પાટનગર તરીકે દિલ્હી દેશપરદેશમાં પંકાતું હતું. પાટનગરના કારણે અનેક પ્રકારના મોટા મોટા સોદાગરો અને વેપારીઓ આવતા, ઘણા રાજાઓ અને રાજકુમારો પણ દિલ્હીની જાહોજલાલી નિહાળવા આવતા એ સિવાય મોટા મોટા શરાફોની ઘણી પેઢીઓ હોવાથી દિલ્હી દરેક રીતે સમૃદ્ધિવાન નગર ગણાતું.

દિલ્હી તો આજ પણ હિન્દુસ્તાનનું પાટનગર છે પણ શાહીજમાનામાં દેશની બધી સંપત્તિ દેશમાં જ રહેતી અને આજના પરદેશી જમાનામાં દેશની સમૃધ્ધિ દેશમાં ટકી શકતી નથી.

(૨)

એક દિવસે ચતુરસુજાણ બિરબલ પોતાના મહેલમાં પોતાના એક મિત્ર સાથે શેત્રંજ રમતો ઇરાનના ગાલિચા પર બેઠો હતો. આખા ખંડમાં ગુલાબનું અત્તર મહેકી રહ્યું હતું. થોડે દૂર એક હુક્કો પડ્યો હતો, હુક્કામાં કેસર કસ્તુરી મેળવેલી સુગંધી તમાકુ ભરી હતી અને રમતાં રમતાં બિરબલ વારંવાર હુક્કો પીતો અને રૂપેરી ધૂમાડા કાઢતો હતો.

શેત્રંજની રમત રંગમાં ચગી હતી. બિરબલનો વજીર મેદાન વચ્ચે પડ્યો હતો અને મિત્રના પ્યાદાઓને ભયભિત બનાવી રહ્યો હતો. બિરબલનો મિત્ર પણ પાકો ખેલાડી હતો. તેણે ઘોડાની ચાલ એવી સરસ મૂકી હતી કે બિરબલના વજીરને આગળ ધપતાં પહેલાં સો ગરણે ગળીને પાણી પીવું પડે.

આ રીતે રમતનો રંગ બરાબર જામ્યો હતો ત્યાં હજુરીયાએ આવી સલામ કરતાં કહ્યું: ' મહારાજ ! '

'કેમ શું કામ છે?' બિરબલે રમતમાંજ નજર રાખતાં પૂછ્યું.

'કોઇ વાણિયો ગૃહસ્થ આપને મળવા ઇચ્છે છે.'



હજુરીયાએ કહ્યું.

'કહી દે, અત્યારે મને વખત નથી.'

'મહારાજ! મેં વાણિયાને ઘણું કહ્યું પણ મળ્યા વગર ન જવાની પ્રતિજ્ઞા કરીને તે દ્વારપાસે બેઠો છે.'

'પાગલ નહિ તો! ઠીક....જા એને દિવાનખંડમાં બેસાડ....!' કહી બિરબલે પોતાના વજીરને જોર આપવા થોડો કૂદાવ્યો.

બિરબલના મિત્રે કહ્યું: 'ભાઇ, તું પહેલાં વાણિ-

થાને મળી આવ....આજની રમત ઘડીકમાં પુરી થાય એવી આશા નથી.'

'સારું...તું થોડીવાર બેસજે. હું હમણાં જ પતાવીને આવું છું....એવા માણસો પડયા છે કે ઘડિકેય ચેન લેવા ન દે !' કહીને બિરબલ ઉભો થયો.

(૩)

દિવાનખંડમાં જ્યારે બીરબલ આવ્યો ત્યારે એક ગરીબ દેખાતો વાણિયો સંકોચાઇને એક ખૂણામાં ઉભો હતો. બિરબલને જોઇને વાણિયો એકદમ દોડીને એના પગમાં પડયો. બિરબલે વાણિયાના ચહેરા પર રમતી કરુણતા જોઇ લીધી....બિરબલે કહ્યું: 'ભાઇ, બેઠો થા....કહે તું શા માટે મળવા આવ્યો છે?'

'નામદાર, હું મરી ગયો છું. આ ગામના બિહારી-શરાફે મારી જીંદગી બરબાદ કરી નાખી. મને આપ દયા કરીને બચાવો.' વાણિયો ગળગળો થઇને બોલ્યો.

બિરબલે એક આસન પર બેઠક લેતાં કહ્યું: 'ભાઇ, તું નીરાંતે બેસીને બધી વાત કહે....બિહારીલાલ શરાફે તારી જીંદગી કેવી રીતે બરબાદ કરી?'

વાણિયાએ ગાલિચા પર બેસતાં કહ્યું: 'ગરીબ પરવર, હું દિલ્હીનો વતની છું મારું નામ સરૂપચંદ છે. કુટુંબમાં એક દીકરી સિવાય મારે કોઇ નથી.

દીકરીને મથુરામાં વરાવી છે અને તે સુખી છે. હું દિલ્હીમા રેશમના વણાટનું કારખાનું ચલાવતો હતો. રેશમના વેપારમાં ધીરે ધીરે મારી પ્રગતિ થતી ગઇ અને મેં એક લાખ સોના મહોરો એકઠી કરી. બે વર્ષ પહેલાં મારો જુવાન દીકરો મરી ગયો અને મારી ઘરવાળી પણ પુત્રશોકમાં મરી ગઇ. મારા માટે સંસાર ખારો ઝહેર જેવો થઇ ગયો. મેં હતાશ હૃદયે મારું કારખાનું વેચીને નિવૃતિ લીધી. ત્યાર પછી મેં જીંદગીના છેલ્લા દિવસો ધર્મધ્યાનમાં જાય એવી રીતે જીવવાનો વિચાર કર્યો અને એકવાર તીર્થયાત્રાએ જવાનો મનસુબો કર્યો. પુત્રશોકમાં ત્રણચાર મહિના વિતાવ્યા પછી મેં યાત્રાએ નીકળવાનું નક્કી કર્યુ પણ મારી પાસે રહેલી એક લાખ સોનામ-હોરો મને મુંઝવવા લાગી. એટલે મેં ઘણા વિચાર પછી બધી સોનામહોરો લાલા બિહારીલાલને ત્યાં અનામત મૂકવાનો નિર્ણય કર્યો. બિહારીલાલ મારો બાળપણનો સાથી હતો....મેં તેને મારી સઘળી વાત કરી અને બિહારી-લાલે મારી મિલ્કત સાચવવાનું માથે લીધું એટલે હું એક લાખ સોના મહોરો દઇ આવ્યો. ત્યાર પછી થોડી ઘણી મુડી સાથે લઇને તીર્થયાત્રાએ નીકળા ગયો. આજ દોઢ વરસે હું પાછો આવ્યો અને લાલાજી પાસે ગયો તો લાલાજીએ સોનામહોરો વિશે સાવ અજાણપણું બતા-

વ્યું. દયાળુ, મારું કોઇ છે જ નહિ....મારે એક લાખ સોનામહોરોમાંથી ધર્મ ધ્યાન અને દેવસેવા કરવી છે. બિહારીલાલ પાસેથી મને મારી સોનામહોરો મેળવી આપો....મહારાજ, આપ સિવાય મારા ગરીબનું કામ કોઇ પાર નહિ પાડી શકે.'

વાણિયાની હકીકત સાંભળીને બિરબલ ભારે વિચારમાં પડી ગયો. થોડી વાર પછી તેણે વાણિયાના નિર્દોષ ચહેરા સામે જોઇને પ્રશ્ન કર્યો: 'બિહારીલાલે તમને પાકી પહોંચ આપી છે!'

'મેં લીધી જ નથી...મારો બાળસ્નેહી અને ખાનદાન એટલે હું પહોંચ શા માટે લઉ! વળી યાત્રામાં વખતે ખોવાઇ જાય તો?'

'હં...કોઇ સાક્ષી છે?'

'ના મહારાજ, હું ને બિહારી બેજ વચ્ચે આ પ્રસંગ બન્યો છે...ભગવાન સિવાય કોઇ સાક્ષી નથી.'

બિરબલે ચિંતાતૂર વદને કહ્યું: 'શેઠ, તમે કાલ સવારે મને મળજો હું રાતે વિચાર કરી રાખીશ...તમે સાચા છો અને તમારા પૈસા તમને મળી જશે.'

'ભગવાન આપનું કલ્યાણ કરે.... આપ ચતુરસુજાણ છો. આપના સિવાય કોઇ મને માર્ગ બતાવી શકે એમ નથી.'

ત્યાર પછી બિરબલે વાણિયાને આદર સહિત વિદાય કર્યો.

બિરબલનો મિત્ર શેત્રંજ સામે રાહ જોતો બેઠો હતો; બિરબલે ચિંતાયુક્ત વદને ખંડમાં પ્રવેશ કર્યો. મિત્રે કહ્યું: 'ઓહો, બહુવાર લાગી ? ચાલ હવે....તારા વજીરને ઉપાડી લેવાની ચાલ મેં વિચારી લીધી છે.'

'આપણે આવતી કાલે રમીશું....આજ મારે એક મોટા વજીરને ઉપાડી લેવાની ચાલ ખેલવી છે.' કહીને બિરબલ એક આસન પર બેઠો અને હુક્કાની નળી હાથમાં લીધી.

બીજે દિવસે સૂરજ ઉગે તે પહેલાં જ સરૂપચંદ શેઠ બિરબલના મહેલ પાસે જઇ પહોંચ્યો. બિરબલ નાહી કપડાં બદલાવીને દૂધપાન કરી રહ્યો હતો ત્યાં દ્વારપાળે આવીને વાણિયાના આગમનની વાત જણાવી. બિરબલે વાણિયાને પોતા પાસે બોલાવ્યો. કેસર કસ્તુરી વાળા દૂધનો એક કટોરો વાણિયા સામે મૂક્યો.

દૂધપાન કરી લીધા પછી બિરબલે કહ્યું: 'શેઠ, તમે આજ સંધ્યા વખતે લાલા બિહારીલાલ પાસે જજો. અને તમારી સોનામહોરોની માગણી કરજો. તમને ના પાડે તો તમારે માત્ર એટલું જ કહેવાનું કે પહોંચ ને સાક્ષી વગર મારાથી ન્યાય મંદિરમાં જઇ શકાય તેમ

નથી એટલે કાલ સવારે બિરબલને મળી સઘળી હકીકત કહીને શહેનશાહ પાસે જઇશ.'

વાણિયે કહ્યું: 'નામદાર, આટલું કહ્યા પછી મારે શું કરવું ?'

'લાલાજી તમને તરત પૈસા આપી દેશે...અથવા આજ રાતે જ તમારે ઘેર આવીને સોના મહોરો મૂકી જશે.... પણ એક વાત યાદ રાખજો—સૂર્યાસ્ત પહેલાં તમે લાલાજી પાસે જશો નહિ.'

'જેવી નામદારની આજ્ઞા.' કહી વાણિયો વિચિત્ર કોયડાના વિચારમાં પડી ગયો.

બિરબલે કહ્યું: 'એક બીજી વાત: તમે મારે ત્યાં આવ્યા છો એ વાત તમારે કોઇને કહેવી નહિ....ખાસ કરીને લાલાજીને ખબર ન પડવા દેવી.'

ત્યાર પછી સરૂપચંદશેઠે વિદાય લીધી.

બિરબલે એક માણસને બોલાવી બિહારીલાલને તરત મળવા આવી જવાનું કહેવરાવ્યું અને પોતે સોનાનો હુક્કો લઇને દિવાનખંડમાં ગયો.

(૫)

બે ઘડી પછી બિરબલના મહેલ સામે એક સુંદર પાલખી આવીને ઉભી રહી. પાલખીમાંથી એક શ્રીમંત

માણસ નીચે ઉતર્યો. દ્વારપાળોએ નીચા નમીને સલામી આપી. આ શ્રીમંત માનવી બીજું કોઇ નહિ પણ લાલા બિહારીલાલ હતા.

બિરબલનો હજુરીયો શેઠને માન સહિત દિવાન ખંડમાં લઇ ગયો. દિવાનખંડમાં પગ મૂકતાં જ બિરબલે ઉભા થઇ સત્કાર કરતાં હસીને કહ્યું: 'પધારો શેઠ! આનંદમાં છો ને ?'

નમસ્કાર કરીને બિહારીલાલે કહ્યું: 'આપના દર્શન કરીને વિશેષ આનંદ થયો. હજુરે આ ગરીબને શા માટે યાદ કર્યો છે ?'

બિરબલે માન સહિત આસન આપીને કહ્યું: 'શેઠ, આપના ભાગ્યની એક સુંદર તક મળી ગઇ છે.'

બિહારીલાલ શેઠ તો હર્ષભર્યા નયને આ ચતુર પુરુષના તેજસ્વી મોઢા સામે જોઇ રહ્યા.

બિરબલે કહ્યું: 'ત્રણ દિવસ પહેલાં જહાંપનાહે મારા માથા પર એક બોજો મૂકયો છે. એ બોજાની જવાબદારી એટલી બધી થઇ પડી છે કે મને ત્રણ રાતથી ઊંઘ પણ નથી આવી. આજ હું નિશ્ચિંત થઇ શકયો છું.'

'ગરીબને લાયક જે કંઇ સેવા હોય તે ખુશીથી ફરમાવો.' બિહારીલાલ હજી કશું સમજી શકયો નહોતો.

બિરબલે કહ્યું: 'વાત એમ છે કે જહાંપનાહ

દિલ્હીમાં એક પ્રજાકીય ન્યાયનું પ્રમાણિક ન્યાયમંદિર સ્થાપવા માગે છે. આ ન્યાયમંદિરનો મુખ્ય ન્યાયાધિશ પ્રજામાંથી જ કોઇ આબરૂદાર પ્રમાણિક અને શ્રીમંત ગૃહસ્થ હોવો જોઇએ. આ પ્રજાકિય ન્યાયાધિશના હાથમાં મુખ્ય કાજી જેટલી સત્તા રહેશે અને એનો માન મર્તબો શાહી દરબારમાં એક પ્રધાન જેટલો જળવાશે. એ સિવાય દર વરસે શાહી ખજાનામાંથી એને સારી રકમનું સાલિયાણું મળશે. શહેનશાહે આ કામ મારા માથે મૂકયું અને પાંચ દિવસમાં એવો કોઇ આબરૂદાર ગ્રહસ્થ મારે ચૂંટી કાઢવો એવું ફરમાન કર્યું. ઘણી તપાસ અને ઘણા વિચારો પછી મારી નજરે આપ આ મર્તબાને યોગ્ય દેખાયા. જો આપ સંમત હો તો આવતી કાલે સાંજના આપને શહેનશાહ પાસે લઇ જઉં અને હું મોટા બોજામાંથી મૂક્ત થાઉ.'

હર્ષ ભર્યા સ્વરે લાલાજી બોલી ઉઠયા: 'ગરીબ ઉપર આપે મોટી દયા કરી.'

'તો આપ આ કાર્ય માટે તૈયાર છો ?'

'જી હા...સેવક આપનો ગુલામ થવા પણ તૈયાર છે.'

તો આપ આવતીકાલે સાંજે મારે ત્યાં પધારજો એટલે આપણે સાથે જ શહેનશાહની હઝુરમાં જઇશું.'

'જેવી આપની આજ્ઞા.' બિહારીલાલની આંખ

સામે શાહી દરબારનો માન મર્તબો નાચવા લાગ્યો.

ત્યારપછી થોડી આડી અવળી વાતો કરીને શેઠ વિદાય થયા.

લાલાજીના ગયા પછી બિરબલ આછું હસ્યો અને શાંતિથી હુક્કો પીવા લાગ્યો.

(૬)

સૂર્યાસ્તને થોડી વાર હતી. લાલા બિહારીલાલની હવેલીમાં આનંદનો પાર ન્હોતો. લાલાજીએ આજ પોતાના સઘળા નોકર ચાકરને ઇનામ આપીને રાજી કર્યાં હતા. પોતાના સગાસંબંધીઓને ઘેર બોલાવી ભાત-ભાતનાં ભોજન જમાડ્યાં અને શાહીદરબારમાં મળનારા ભવ્ય મર્તબાની વાત કરી. બધા સાંભળીને ખૂબ રાજી થયા અને શેઠના ભાગ્યને ધન્યવાદ દેવા લાગ્યા.

હવેલીના ચોગાનમાં બધા બેઠા હતા. આનંદ કલરવ મચી રહ્યો હતો. લાલાજી મૂછે વળ ચડાવી ભારે રંગમાં આવી ગયા હતા.

સૂર્યાસ્ત થયો. નોકર ચાકરે દીપમાળાઓ પ્રગટાવી. સાથોસાથ હવેલીના દ્વારપાસે સરૂપચંદશેઠની સ્વારી પણ આવી પહોંચી.

સરૂપચંદ અંદર આવ્યો. શેઠ આ લેણીયાતને જોઇને ચમક્યા. કદાચ આટલા બધા મહેમાનો વચ્ચે

આ વાણિયો વાત કરશે તો સારું નહિ ગણાય એમ ધારી તેઓ ઉભા થયા અને સરૂપચંદને એક તરફ લઇ જઇ બોલ્યા:

'કેમ ભાઇ, તું શા માટે આવ્યો છે?'

'લાલાજી, મારી અનામત મને મળવી જોઇએ.'

'જો સરૂપચંદ, તારી અનામત મારી પાસે નથી... તેમ તેં મારે ત્યાં અનામત મૂકી છે એવો કોઇ પુરાવો પણ નથી. માટે તું તારે રસ્તે ચાલ્યો જાય એ વધારે સારું છે. નહિ તો મારે સખત હાથે કામ લેવું પડશે.' લાલાજીએ મિજાજમાં કહ્યું.

સરૂપચંદે નમ્રતાથી કહ્યું: 'ભાઇ, આવો અધર્મ તારા જેવા ગૃહસ્થને ન શોભે. શું કરું હું લાચાર છું કે મારી પાસે કશો પુરાવો નથી. નહિ તો હું તને ન્યાયમંદિરમાં જ ઘસડત...પણ મારા હાથ હેઠા પડ્યા છે. છતાં હું મારી સોનામહોરો જતી નહિ કરૂં. મેં લોહીનો પસીનો કરીને ધન ભેગું કર્યું હતું. હું આવતી કાલે સવારે રાજા બિરબલને મળીશ અને સઘળી વાત એમને કહી જહાંપનાહની હઝુરમાં પહોંચીશ. બિરબલ ઘણા દયાળુ છે...મને જરૂર શહેનશાહ પાસે લઇ જશે.'

સરૂપચંદના આ શબ્દો સાંભળીને લાલાજીની છાતીમાં

ધૂંજારો થયો છતાં પણ તેમણે મિજાજમાં કહ્યું: 'જા તારાથી થાય તે કરી લેજે.'

સરૂપચંદ કશું બોલ્યા વગર ચાલ્યો ગયો. થોડીવાર પછી મેમાનો પણ વિદાય થયા....અને લાલાજીના મનમાં ચિંતાએ ઘર કર્યું. વખતે સરૂપચંદ સવારે બિરબલને મળે અને એની વાત સાંભળીને બિરબલ મારી પ્રમાણિકતા ઉપર શંકિત બને તો શાહીદર્બારનો મર્તબો હવામાં જ ઉડી જાય. આ કરતાં તો એક લાખ સોનામહોરો આપી દેવી સારી. ન્યાયધિશના હોદ્દામાં ઘણી મહોરો ભેગી કરી શકાશે. વળી શાહી દરબારનું માન કાંઇ ઓછી ઇજ્જત વાળું નથી.

આ પ્રમાણે વિચાર કરીને લાલાજી પોતાના ધનભંડારમાં ગયા અને એક લાખ સોનામહોરોની થેલીઓ બહાર કઢાવી.

થોડીવાર પછી એક ગાડીમાં સોનામહોરો લઇને તેઓ સરૂપચંદને ઘેર ગયા.

સરૂપચંદ તો બિચારો ચિંતામાં તરફડતો પથારીમાં પડ્યો હતો. ત્યાં નીચેથી લાલાજીનો અવાજ સંભળાયો. સરૂપચંદ નીચે આવ્યો. સોનામહોરની થેલીઓ ધીમે ધીમે અંદર મૂકાવી અને લાલાજી હસીને બોલ્યા! 'મિત્ર, હું તો તારી પરીક્ષા કરતો હતો. મારે પરાયા ધનને શું

કરવું છે ? હું મારું ભોગવું એટલે બસ. ભાઇ, તું તારે તારું ધન વાપરીને સુખી થા.'



સરૂપચંદના આશ્ચર્યનો પારજ નહોતો. આ કઇ જાતનો ચમત્કાર થયો હશે તે એના જાણવામાં આવ્યું જ નહિ. સરૂપચંદે સોનામહોરો વ્યવસ્થિત મૂકીને મનથી બિરબલને આશીર્વાદ આપ્યા.

(૭)

વહેલી સવારે સરૂપચંદે બિરબલને ત્યાં જઇ સોના-મહોરો મળી ગયાની વાત કરી અને બિરબલનો ઘણો આભાર માન્યો. બિરબલે કહ્યું: 'શેઠ, હવે તમે તમારી સંપત્તિ ધર્મકાર્યમાં વાપરો.

સરૂપચંદ બિરબલની બુદ્ધિની પ્રસંશા કરતો કરતો

પોતાના ઘેર ગયો.

સાંજ પહેલાં તો લાલાજી બની ઠનીને બિરબલના મહેલમાં આવી પહોંચ્યા.

બિરબલે લાલાજીનો ભાવભર્યો સત્કાર કર્યો અને તાજાં ફળો પણ ખવરાવ્યાં ત્યાર પછી બિરબલે કહ્યું: 'શેઠ, રાજા વાજા ને વાંદરા વાળી કહેવત ખોટી નથી. આજ બપોરના મેં શહેનશાહની હજુરમાં આ સંબંધી વાત કરી એટલે જહાંપનાહે કહ્યું, આ વર્ષમાં બીજાં ઘણાં કામો કરવાનાં હોવાથી આ કામ આવતા વર્ષ પર મુલત્વી રાખવાનો નિર્ણય કર્યો છે. મેં એમને ઘણા સમજાવ્યા; ત્યાં સુધી કહ્યું કે બિહારીલાલ જેવા પ્રમાણિક નાગરીક ફરી હાથમાં નહિ આવે પણ રાજહઠ એટલે ખતમ! હવે મારે તમારી માફી માગવાની રહે છે...તમારા જેવા કામધંધા વાળા માણસને મેં તકલીફ આપી છે....'

લાલાજી તો બિચારા કાળા ભઠ પડી ગયા. લાખ સોનામહોરો ગઇ અને શાહી દરબારનો મર્તબો પણ ગયો.

થોડીવાર પછી નિરાશ હૈયે લાલા બિહારીલાલ પોતાને ઘેર ગયા.

બિરબલની બુધ્ધિ અપાર હતી તેથી જ શહેનશાહ અકબર એમને ભારે માન આપી ને સાચવતા અને ચતુરસુજાણ કહીને ભાવથી બોલાવતા.



# બે ચોર

એક ગામમાં બે ચોર રહેતા હતા. મોટા ચોરનું નામ પંચુ અને નાના ચોરનું નામ હતું રામુ. ચોરી કરવાનો જ એ લોકોનો ધંધો હતો. તેથી જ ગામના લોકો એ બંનેને મોટો ચોર અને નાનો ચોર કહીને બોલાવતા. છેવટે એવું થયું કે ગામમાં ગમે તેના ઘરમાં ચોરી થઈ હોય તો પણ પંચુ અને રામુના માથે જ શક જાય. એ બંને નિર્દોષ હોય છતાં પણ એ લોકોને સજા ભોગવવી પડે

આમ વગર દોષે સજા ભોગવી ભોગવીને છેવટે બંને કંટાળી ગયા અને ગામ છોડીને ચાલ્યા ગયા. બંનેએ મળીને નક્કી કર્યું કે હવે ચોરી ન કરવી. મહેનત મજૂરી કરીને પેટ ભરવું.

આ પ્રમાણે નક્કી કરીને નોકરી માટે બંને જણા બાજુના એક ગામમાં ગયા. એક ઠેકાણે બંનેને કામ મળી ગયું. મોટો ચોર પંચુ એક ચંપાના ઝાડને પાણી પાતો અને નાનો ચોર રામુ એક ગાય ચરાવતો.

રોજ સવારે ઉઠીને પંચુ ચંપાના ઝાડને ડોલ ભરીભરીને પાણી પાતો. પણ ચંપાનું ઝાડ કોણ જાણે કેવું યે કમનસિબ હતું કે જેટલું પાણી પાય તેટલું

થોડી જ વારમાં શોષાઇ જાય. આમ પાણી પાતાં પાતાં સાંજ પડી જતી. પછી તે થાકીને સૂઇ જતો.

આ તરફ નાના ચોર રામુની પણ એવી જ દશા હતી. જે ગાયને તે ચારતો હતો એ ગાય આખા ગામમાં બધા કરતાં પાજી અને તોફાની હતી. એને જો પાદરમાં કે સીમમાં લઇ જાય તો ધ્યાન ચુકાવીને ગમે તેના ખેતરમાં ઘૂસી જાય અને મોલનો કચ્ચરઘાણ વાળી નાખે રામુ એને પકડવા જાય ત્યાં ગાય કોઇ બીજા ખેતરમાં ધુસી હોય. ખેતરના રખોપીઆ મોલની બરબાદી જોઇને રામુને ગાળો ભાંડયા કરતા. પણ રામુ હજારો પ્રયત્ન કરવા છતાં ય ગાયને કાબુમાં રાખી શકતો નહિ. છેવટે સંધ્યા વખતે માંડ માંડ ગાયને પકડી ઘર તરફ પાછો ફરતો. ને ઘેર આવીને જોતો ત્યારે પંચુ ભર ઊંઘમાં સૂતો હોય.

એક દિવસ પંચુએ રામુને કહ્યું: 'આટલું બધું મોડું કેમ થાય છે? રામુ!'

રામુએ કહ્યું: 'શી વાત કરું ભાઇ, ગામને પાદર ઓતરાદી દશે એક મઝાની તલાવડી છે, તલાવડીના કાંઠા પાસે ખુલ્લું મેદાન છે, ત્યાં ગાયને છૂટી મૂકી દઉં છું અને એક આંબાના ઝાડ નીચે ફાળીયુ પાથરીને હું આરામ લઉં છું. તલાવડીની ઠંડક, આંબાનો છાંયો

અને ખુલ્લી હવા, તરત ઊંઘ આવી જાય છે. સંધ્યા પહેલાં મારી ઊંઘ ઉડતી જ નથી એટલે ઘેર આવતાં મોડું થાય છે. આપણને તો આ કામમાં મઝા છે. તારું કામ કેવુંક છે?'

'મારી વાત પૂછે છે? મને તો સુઇ રહેવાનો ઘણો સમય મળે છે. ચંપાને પાણી પાઇને તરત હું સુઇ જાઉં છું તે ઠેઠ અત્યારે ઉઠું છું. મને તો આ કામ ઘણું ગમે છે.' પંચુએ કહ્યું.

રામુએ કહ્યું: 'તું ગમે તે કહે પણ મારું કામ ઘણા સુખવાળું છે. આવું નીરાંતનું કામ તો એક પણ ન મળે.'

ખરી રીતે બંનેની વાત ખોટી હતી, પણ પરિણામ જુદું આવ્યું. પંચુને રામુની વાતપર વિશ્વાસ બેઠો. તેણે વિચાર્યું, નીરાંતનું કામ છે તેથી જ રામુ સાંજ સુધી સૂઇને મોડો ઘેર આવે છે. રામુ ને પંચુની વાત પર વિશ્વાસ બેઠો કે, પંચુનું કામ ઘણા આરામવાળું છે, તેથી જ તે શાંતિથી સૂઇ શકે છે. આ રીતે બંને એ વિચારીને પરસ્પરના કામની અદલા બદલી કરવાનો મનથી નિર્ણય કર્યો.

બીજે દિવસે પંચુએ કહ્યું : 'રામુ, ચાલ આપણે કામ બદલાવી નાખીએ. તું ચંપાના ઝાડને પાણી પા

ને હું ગાય ચારવા જઉં; કેમ રાજી છો ને ?'

'જરૂર, તારી ઇચ્છા મારું કામ કરવાની હોય અને તારું કામ મને સોંપવાની હોય તો મારો કશો વાંધો નથી. હું તને એક જ સલાહ આપું છું કે તલાવડીના કાંઠે જમીન પર સૂઇ રહેવા કરતાં સાથે એકાદ ખાટલો લઇ જઇશ તો તને ઘણો આનંદ આવશે.'

આ રીતે બંનેએ કામ બદલાવ્યાં. પંચુએ વિચાર્યું, 'માંડ છૂટયો...મારી જીત થઇ. ગાય ચારવામાં ઘણો આરામ મળશે.'

ત્યારપછી વહેલું પરોઢ થાય ન થાય ત્યાં પંચુ ગાય અને ખાટલો લઇને નીકળી પડયો. અને રામુ ચંપાને પાણી પાવા ગયો. તેણે વિચાર્યું, એક કે બે ડોલ પાણી ઘણું થઇ પડશે. આમ ધારીને તેણે ઝપાટાબંધ બે ડોલ પાણી રેડી દીધું. પણ ભારે આશ્ચર્ય સાથે રામુએ જોયું તો બે ડોલ પાણીથી જમીન લીલી થાય એ પહેલાં જ બધું પાણી શોષાઇ ગયું. ત્યાર પછી તેણે બીજી એક ડોલ ભરીને પાણી નાખ્યું. તે પણ ચૂસાઇ ગયું. આમ ડોલ ઉપર ડોલ ભરીભરીને રેડતાં તે પરેશાન થઇ ગયો. સાંજ પડવા આવી એટલે અધમૂવો થઇને તેણે પાણી પાવું બંધ કર્યું.

આ તરફ પંચુની રામાયણ પણ એવી જ હતી,

દુઃખ અને હસવું બંને સાથે આવે. તેણે તલાવડીના કાંઠે ગાયને છૂટી મૂકી અને પોતે એક આંબા નીચે ખાટલો ઢાળીને આસન જમાવ્યું ત્યાં તો ગાય દોડીને કોઇના ખેતરમાં ઘુસી. પંચુ પણ પાછળ દોડ્યો. જતી વખતે માથા પર ખાટલો લેવો ન ભૂલ્યો, વખતે કોઇ ઉઠાવી જાય તો!

પંચુને પાછળ આવતો જોઇને ગાય દોડીને બીજા ખેતરમાં ઘુસી. પંચુ પણ ખાટલો માથે રાખીને ગાય પાછળ દોડ્યો. આ રીતે પંચુએ આખો દિવસ માથા પર ખાટલો લઇને ગાય પાછળ દોડાદોડી કરી. જેનાં ખેતર ખુંદાયા હતાં ને બધા પંચુને ગાળો ભાંડવા લાગ્યા.

પંચુ પણ આ રીતનું અપમાન સહીને ખૂબ ખીજાયો હતો, તેમાં વળી આખા દિવસની દોડધામ અને કડકડીને લાગેલી ભૂખ. પણ થાય શું, ગાયને પકડીને લઇ તો જવી જ રહી. એટલે જ્યાં સુધી ગાય કબજામાં ન આવી ત્યાં સુધી એ જંપ્યો નહિ. પોતાની બુદ્ધિના દોષથી આમ બન્યું છે, એમ માનીને એ પોતાની જાતને ધિક્કારવા લગ્યો. સાંજ પડી તો પણ ગાય હાથમાં ન આવી એટલે બીજા બે ચાર માણસોની મદદથી ગાયને પકડી તે થાક્યો પાક્યો ઘેર આવ્યો.

રાતે જ્યારે બંને મળ્યા ત્યારે રામુએ પંચુને પૂછ્યું:

'કાં ભાઇ મારું કામ કેવુંક લાગ્યું !'

પંચુએ ઉત્તર આપ્યો: 'જેવું તને મારું કામ લાગ્યું છે તેવું જ મને તારું કામ લાગ્યું છે, બલ્કે એ કરતાં એ સારું.'

આમ બંને એકબીજાની મશ્કરી સમજીને દુ:ખમાં પણ હસવા લાગ્યા.

રામુએ કહ્યું: 'મારો મત તો એવો છે કે આપણે ચાર હતા એ જ સારૂં હતું, તું શું કહે છે ?'

'એ વાત સાચી છે. પણ ભાઇ, મેં આવી નાજ્ઞાયક ગાય જીંદગીમાં પણ કદી જોઇ નથી. મને લાગે છે કે પૃથ્વીમાં આ ગાયની જોડી પણ નહિ હોય.' પંચુએ કહ્યું.

'એ તો ઠીક છે! આવી ગાય તો કદાચ મળે, પણ ભાઇ! આવું વિચિત્ર ચંપાનું ઝાડ મેં કદી જોયું નથી. આટ આટલું પાણી નાખ્યું પણ કોણ જાણે ક્યાંય ચાલ્યું ગયું! એની નીચે શું તળાવ બળાવ હશે કે?'

'જરૂર કાંઇક તો હોવું જ જોઇએ. આપણે ખોદીએ એટલે ખબર પડે.' પંચુએ કહ્યું.

ત્યાર પછી બંનેએ નક્કી કર્યું કે રાતેબધા સૂઇ જાય ત્યારે ચંપાના ઝાડ નીચે શું છે એ તપાસ કરવી

મધરાત પછી ઘરનાં બધાં માણસો ભર ઊંઘમાં પોઢી ગયાં ત્યારે બંને ચોર કોદાળી પાવડા લઇને તપાસ કરવા ગયા. ચંપાના ઝાડને ખોદતાં ખોદતાં કોશની અણી કોઇ સખત ચીજ સાથે અથડાઇ અને



રણકો થયો. અવાજ સાંભળીને બંનેને આશ્ચર્ય થયું. એટલે બમણા ઉત્સાહથી બંને ખોદવા લાગ્યા. અચાનક રામુ જોઇ શક્યો કે કંઇક ચળકે છે. આશ્ચર્યથી જોયું તો રૂપાનો એક ચરૂ છે અને એમાં અગણિત સોનામહોરો ભરી છે. પણ તેણે પંચુને ઠગવા ખાતર તરત કહ્યું: 'એ બીજું કશું નથી. કઠણ પાણો લાગે છે.' પણ પંચુને રામુની વાત પર વિશ્વાસ ન બેઠો, તેણે ત્યાં છાની નિશાની રાખી પણ મોંઢેથી એવો ભાવ દેખાડયો કે

પોતે રામુની વાતમાં સંમત થયો છે.

આ પ્રમાણે ઘડીક ખોદીને બંને થાકયા પાકયા સૂઈ રહેવા ગયા. બે ત્રણ કલાક પછી પંચુએ જોયું, કે રામુ ભર ઊંઘમાં સૂતો છે, એટલે તે ધીરે ધીરે ચંપાના ઝાડ પાસે ગયો અને જ્યાં નિશાન રાખ્યું હતું ત્યાં ખોદવા લાગ્યો. થોડીવારમાં જ તેણે ચરૂ બહાર કાઢયો. આ આખો ચરૂ હજમ કરી જવાની દાનત રાખીને તેણે બાજુના એક તલાવડામાં એને છૂપાવી દીધો.

ઘેર આવીને તે છાનો માનો રામુની બાજુમાં સૂઈ ગયો.

થોડીવાર પછી રામુ જાગ્યો, પંચુને સૂઈ ગયેલો જોઈને તે ચરૂ મેળવવા ચંપાના ઝાડ પાસે ગયો. પણ ત્યાં તો ચરૂ હતો નહિ. તેણે વિચાર્યું, આ કામ પંચુ સિવાય બીજા કોઈનું ન હોય. જરૂર પંચુએ કયાંક છૂપાવ્યો હશે. એટલે તે પાછો ઘેર આવ્યો અને સૂઈ ગયેલા પંચુનું બરાબર નીરિક્ષણ કર્યું. કોઈ રસ્તો મળી જાય એ આશાએ.

ઘણીવાર પછી અચાનક તેની નજર પંચુના ગારા-વાળા પગ ઉપર પડી. તે સમજી શકયો કે સોનામહોરનો ચરૂ બાજુના તળાવડામાં કયાંક છૂપાવ્યો લાગે છે.

તરત તે નજીકના તળાવડા પાસે આવ્યો પણ કયે

સ્થળે ચરૂ છૂપાવ્યો હશે તે સમજી શકાયું નહિ, એટલે તેણે તળાવડામાં ઉતરીને ચારે તરફ તપાસ કરવા માંડી. અંતે એક ખૂણામાંથી ચરૂ મળી ગયો. તરત ચરૂ લઇને તે બહાર નીકળ્યો અને પેલી તોફાની ગાય પર ચરૂ મૂકી વહેલી સવારે તે ગાય લઇને ચાલી નીકળ્યો.

સવારે પંચુ ઉઠ્યો અને રામુને ત્યાં જોયો નહિ. એટલે તરત પંચુ તલાવડા પાસે ગયો. ત્યાં જઇને જોયું તો તો ચરૂ ઉપડી ગયો હતો. તરત તે સમજી ગયો કે રામુ સોનામહોરનો ચરૂ લઇને નાસી ગયો છે. પંચુ ભારે વિમાસણમાં પડ્યો, રામુ કઇ તરફ ગયો હશે? ઘણા વિચાર પછી તેણે નક્કી કર્યું કે રામુ દેશ તરફ જ ગયો હશે, તરત તે પણ રામુને પકડી પાડવા પોતાના ગામ તરફ ઉપડ્યો.

રસ્તામાં જતાં જતાં પંચુએ પોતાની પાસે જે કંઇ પૈસા હતા તેની એક જોડ સરસ દિલ્હીશાઇ મોજડી લીધી અને એકદમ તે આડે રસ્તેથી આગળ જવા રવાના થયો. તેણે ધાર્યું હતું કે ગાયને દોરીને આવતાં રામુને ઢીલ થશે.

આગળ જઇ મુખ્ય રસ્તા પર આવીને તેણે જોયું તો રામુના કે ગાયના સગડ દેખાયા નહિ. એટલે તેણે દિલ્હીશાઇ મોજડીમાંથી એક નંગ રસ્તા વચ્ચે મૂકી

દીધું અને થોડે દૂર બીજું નંગ મૂકી દીધું પછી પોતે નજીકના એક ઝાડને ઓથે છૂપાઇ ગયો.

થોડી વાર થઇ હશે ત્યાં તો રામુ એ રસ્તા પર આવ્યો રસ્તામાં સુંદર મોજડી જોઇને તે ભારે આશ્ચર્યમાં પડયો. રસ્તા વચ્ચે આવી કીંમતી મોજડી કોણ ભૂલી ગયું હશે. થોડી વાર વિચાર કરીને તેણે મોજડી ઉપાડી લીધી. તેના મનમાં થયું, હવે હું મોટો માણસ થયો છું, મને આવી રૂપાળી મોજડી જ શોભે, પણ એક મોજડીને શું કરવી? એ વિચાર આવતાં તેણે મોજડી ફેંકી દીધી. થોડે આગળ જતાં એવી ને એવી બીજી મોજડી મળી; માથાપર હાથ મૂકીને તે ઉભો રહ્યો. હાય હાય! આગળ મળેલી મોજડી ફેંકી દીધી નહોત તો સારું થાત. ઝટ વિચારીને તેણે મહોરના ચરૂ વાળી ગાય એક ઝાડ સાથે બાંધી અને તે આગળ નાખી દીધેલી મોજડી લેવા ગયો.

પંચુ છૂપાઇને બધું જોતો હતો, આવો સુયોગ મળ્યો એટલે તે બહાર આવ્યો અને સોનામહોરના ચરૂ વાળી ગાય છોડીને ચાલતો થયો.

રામુ હાથમાં મોજડી લઇ ને પાછો આવ્યો ત્યારે નહોતી ગાય કે નહોતો સોનાનો ચરૂ! તેણે ધાર્યું કે આ કામ પંચુ સિવાય બીજા કોઇનું ન હોય. એટલે રામુ આડે

રસ્તેથી ઝપાટાબંધ ચાલીને પંચુ પહેલાં ગામમાં પહોંચી ગયો.

ગામમાં ગયા પછી તે સીધો પંચુને ઘેર ગયો. અને ડેલી પાછળ સંતાઇને ઉભો રહ્યો. થોડી વાર પછી પંચુ આવ્યો. એટલે રામુએ ડેલીનાં કમાડ પાછળથી નીકળીને કહ્યું: 'આવ ભાઇ ! સુખરૂપ પહોંચી ગયોને ! ચાલ હવે બધા ઝગડા બંધ કરીને આપણે આ મહોરો સરખા ભાગે વહેંચી લઇએ.'

રામુની આ વાતથી પંચુને આનંદ થયો. એક ઓરડામાં જઇને બંનેએ સોના મહોરોનો ઢગલો કરીને સરખા ભાગ પાડયા. ભાગ પાડયા પછી એક સોના મહોર વધી પડી. વધારાની સોનામહોર માટે બંને નક્કી કર્યું કે આવતી કાલે બજારમાં આ વધારાની સોનામહોર વેચી નાખવી અને એના જે રૂપિયા આવે તે સરખે ભાગે વહેંચી લેવા.

પણ આ બધી સોનામહોરો આજની રાત ક્યાં રાખવી એ બાબતનો બંને વચ્ચે ભારે વિવાદ થયો. અંતે પંચુને ત્યાંજ આ બધો માલ એક રાત રાખવો એમ નક્કી થયું અને રામુ પોતાને ઘેર ચાલ્યો ગયો.

રામુ ગયા પછી પંચુએ પોતાનાં સ્ત્રી બાળકોને બોલાવી કહ્યું: 'કાલ સવારે રામુ પોતાનો ભાગ લેવા

આવશે પણ મારી ઇચ્છા એને ભાગ આપવાની નથી એથી કાલ સવારે હું ફળી વચ્ચે મડદા માફક પડયો રહીશ, તમે મારા શરીર ઉપર એક ચાદર ઢાંકી દેજો. રામુ ડેલીમાં પગ મૂકે કે તરત જ તમે બધાં રોકકળ શરૂ કરી દેજો, અને રામુને કહેજો કે ગઇ રાતે અચાનક ઉલટી થવાથી મોત થયું છે. એટલે તે તરત ચાલ્યો જશે અને મિલ્કત બધી મારા હાથમાં રહેશે.'

'બીજે દિવસે સવારે ફળીમાં એક ખાટલો નખાવી પંચુ સૂઇ ગયો. એના પર ચાદર ઓઢાડવામાં આવી. જ્યારે રામુ આવ્યો ત્યારે પંચુની સ્ત્રી અને છોકરાંઓ રોતાં કૂટતાં બોલવા લાગ્યાં: 'હાય, હવે તમે કેની પાસે આવ્યા છો ? તમારા ભાઇ તો છે નહિ, ગઇ રાતે જ મરી ગયા છે... જુઓને એમનો દેહ પડયો છે.' આ પ્રમાણે કહીને વધુ જોરથી રડવું શરૂ કર્યું. રામુ પંચુની ચાલાકી સમજી ગયો અને બોલ્યો: 'અરેરે, પંચુ ઘણો લાયક માણસ હતો, હું તો એને મારા મોટા ભાઇ માફક માનતો...હવે એના જેવો મિત્ર મને નહિ મળે... ભગવાનની ઇચ્છા પ્રમાણે થયું, એની અંતિમ ક્રિયા કર્યા વગર મારાથી જવાય તેમ હતું ?'

આમ કહી ખાટલા સાથે પંચુનો દેહ બાંધી અગ્નિદાહ દેવા માટે રામુ એને ઉપાડીને રોતો રોતો

ચાલતો થયો.

ખાટલા સાથે ખૂબ ચસકાવીને બંધ બાંધવામાં આવેલા હોવાથી પંચુના દેહને ભારે પીડા થવા લાગી, હાથ પગમાં ઘણે ઠેકાણે તો વાઢ પડી ગયા હતા. છતાં પણ પકડાઇ જવાના ભયથી પંચુ મડદા માફક પડયો રહ્યો.

શ્મશાન ઘણું છેટે હતું, ત્યાં પહોંચનાં લગભગ સંધ્યા થઇ ગઇ. ચિતા ખડકયા પછી રામુએ જોયું તો પોતે દીવાસળી નહોતો લાવ્યો. હવે શું કરવું ! પંચુને મૂકીને જાય તો એ છટકયા વગર રહે નહિ. છેટે બાજુના ઝાડની મજબુત ડાળે પંચુના ખાટલાને બરોબર લટકાવી રાંઢવુ પકડીને પોતે પણ ઝાડની ઉપરની ડાળીપર ચડી ગયો.

બરાબર આ સમયે લુંટારાઓની એક ટોળી આ રસ્તેથી નીકળી. એ લોકોએ મડદું ટીંગાતુ જોઇને શુભ શકુન માન્યા. નક્કી કર્યું કે આજ લૂટમાં સફળતા મળશે. વળતાં આવીને આ મડદાનો અગ્નિદાહ આપણે જરૂર કરીશું.

આમ વિચારીને એ લોકો ગામમાં ગયા અને એક માલદાર વેપારીનું ઘર ફાડી દર દાગીના અને પૈસા લૂંટીને બીજે દિવસે પરોઢીએ પાછા આવ્યા. હજી ઝાંખુ ઝાંખુ અંધારું હતું. એ લોકોએ જોયું તો હજી

મડદું લટકતું હતું.

ચિના સરખી કરીને લુંટારૂઓ મડદાને છોડવા જાય ત્યાં એક બનાવ બન્યો. મડદુ પોતાની મેળે જ કુદીને ધરતી પર પડ્યું. સાથો સાથ રામુ પણ નીચે કુદી પડ્યો. બે જણાને આ રીતે નીચે પડતા જોઇને લૂંટનો સઘળો માલ ત્યાં ને ત્યાં મૂકી લૂંટારાઓ ભયના માર્યા એકદમ ભાગવા માંડયા. એ લોકોએ ધાર્યું કે મડદું ભૂત થયું છે અને પાછળથી કોઇ પિશાચ નીચે આવ્યો છે.

પંચુ અને રામુ ખૂબ રાજી થયા. લૂંટનો માલ ઘેર લઇ જઇ બધી ચીજોના સરખા ભાગ કરી પોત પોતાને ઘેર સુખથી રહેવા લાગ્યા.



## બાપથી સવાયો

પંચુ અને રામુને દીકરા હતા. પોતે ચોરી કરીને ધનવાન બન્યા છે એટલે પોતાના છોકરાઓ પણ ચોર વિદ્યામાં કુશળ બને એમ ધારી બંનેએ પોતાના છોકરાઓને ચોરવિદ્યા શિખવતી એક નિશાળમાં દાખલ કર્યા.

પંચુનો છોકરો તો ચોરવિદ્યામાં એના બાપથી પણ



બાહોશ બન્યો. શિક્ષણ પુરું થયું એટલે એક દિવસ વિદ્યાની પરીક્ષા માટે પંચુના છોકરાને ચોરી કરવાનું કહેવામાં આવ્યું.

બાજુમાં જ એક ખડનું મકાન હતું. એમાં એક ડોસો ને એક ડોસી રહેતાં હતાં. ઘર ઘણું જૂનું થઇ ગયું હતું, ઘરમાં ઉંદરડાં પણ આવ જા કરી શકતાં. ડોસોડોસી ઘણાં ગરીબ હતાં, તુટયા ફુટયા ઝુંપડા ઉપર માંચડો બનાવીને રહેતાં. ફળીઆમાં જ એક આંબાનું ઝાડ હતું. આંબાને ખૂબજ કેરીઓ આવતી. આંબાની કેરીઓ કોઇ ચોરી ન જાય એટલા માટે ડોસો ડોસી આંબા નીચે જ સુઇ રહેતાં. પંચુના છોકરાને રાતે ડોસો ડોસી સુઇ જાય એટલે કેરીઓ ચોરી લાવવાનું કહેવામાં આવ્યું.

પંચુનો છોકરો કેરીઓ ચોરવાનું કામ મળતાં રાજી થયો, પણ એણે ત્રણ ચીજ માગી. એક છરી, એક દોરી

અને એક બિલાડી.

આ ત્રણ વસ્તુઓ લઇને તે ડોસાના મકાન આગળ છૂપાઇ ગયો. હજી ડોસો ડોસી વાતો કરતાં હતાં. છેવટે તેઓ શાંત થઇ ગયાં. તેઓ સૂઇ ગયાં છે એમ ધારી પંચુનો દીકરો ધીરે પગલે અંદર ગયો અને આસ્તેથી માંચડા પર ચડવા લાગ્યો. તે જ્યારે ઉપર ચડવા લાગ્યો ત્યારે ઘાસના ખખ-ડાટથી ડોસીની ઊંઘ ઉડી ગઇ. ત્યાર પછી ડોસાને ઠેલો દઇને ડોસી બોલી: 'માંચડા ઉપર કોઇ ચડતું હોય એમ લાગે છે, જરૂર કોઇ કેરીઓ ચોરવા આવ્યું હશે.'

બરાબર આ સમયે પંચુના છોકરાએ બિલાડીનું પૂછડું આમળ્યું, બિલાડીએ એક તીણી ચીસ નાખી. બિલાડીનો અવાજ સાંભળીને ડોસો બોલ્યો: 'કોઇ નથી લાગતું. બિલાડી છે, ચોર તે વળી ક્યાંથી આવવાનો હતો?' ફરી પાછાં બંને શાંત થઇ ને સૂઇ ગયાં એટલી વારમા પંચુના દીકરાએ છરી કાઢીને કેરીઓ લેવા માંડી. પણ મુશ્કેલી તો હવે જ ઉભી થઇ, નીચે ઉતરવું કેવી રીતે ? પંચુનો દીકરો વિચારમાં પડ્યો.

પણ ડોસીને ઊંઘ નહોતી આવી, એને શક રહી ગયો હતો. તેણે પોતાના ધણીને ઉઠાડીને કહ્યું 'એકવાર જઇને તપાસ તો કરી આવો.'

પણ ડોસાને વિશ્વાસ નહોતો થતો કે કોઇ ચોર હોય. તેણે બિલ્લાડી છે એમ કહીને વાત જતી કરી. છેવટે બંને વચ્ચે વાદ વિવાદ શરૂ થયો. આ સંયોગનો લાભ લઇને પંચુના દીકરાએ માંચડા ઉપરથી બિલાડીને જોરથી નીચે ફેંકી. બિલાડીના પડવાનો અવાજ સાંભળીને ડોસો બોલ્યો: 'જોયું, માંચડા ઉપરથી બિલાડી નીચે પડી ગઇ. હવે તો વિશ્વાસ બેઠો ને?'

ડોસી પણ સાચું માનીને શાંતિથી સૂઇ ગઇ. પંચુનો દીકરો આસ્તેથી નીચે ઉતર્યો અને કેરીઓ લઇને ચાલતો થયો.

બીજે દિવસે સવારે તેણે માસ્તરને કેરીઓ દેખાડી અને કેવી રીતે આ પરાક્રમ કર્યું એ પણ કહ્યું. પંચુના દીકરાની આ બુદ્ધિ જોઇને માસ્તરે એની ખૂબ પ્રશંસા કરી અને ભવિષ્યમાં બાપ કરતાં સવાયો થશે એવી ભવિષ્યવાણી કહી.

પણ આ ચોરીથી મોટો ચોર પંચુ ખુશ ન થયો. તેની ઇચ્છા તો એવી હતી કે પોતાનો દીકરો કોઇ મોટી ચોરી કરી બતાવે.

એક દિવસ પંચુએ પોતાના દીકરાને બોલાવી કહ્યું: 'જો ભાઇ, આવી સામાન્ય ચોરી કરવાથી તું ભવિષ્યમાં મહાન ચોર નહિ થઇ શકે. હું જે કહું તે તું કરી

શકે તો માનું કે તું મારો લાયક પુત્ર છે. તારે આ ગામના રાજાની રાણીની ડોકમાંથી હીરાનો હાર ચોરી લાવવો.'

પંચુનો દીકરો હાર ચોરી લાવવા માટે રાજી થયો. બીજે દિવસે રાત્રે રાજમહેલ પાસે જઇ ચારે તરફ ફરી બધી તપાસ શરૂ કરી.

રાજમહેલ ઘણો સુંદર હતો. ચારે દિશાએ ચાર દરવાજા હતા. બધા દરવાજામાંથી જેટલું જોઇ શકાય તેટલું તેણે બધું જોઇ લીધું. જોતાં જોતાં એની નજર એક સહુથી ઉંચા ઓરડા તરફ પડી. એ ઓરડો છેક ચોથે માળે હતો. એમાં રાજારાણી સુઇ રહેતાં. ચારે તરફ હથિયારબંધ સિપાઇઓ પહેરો ભરતા. તરત ચોરી કરવાનો નિર્ણય કરી પંચુનો દીકરો ઘેર આવ્યો અને કપડાં બદલાવી એક કાળી ચાદરથી પોતાનું શરીર ઢાંકી દીધું. સાથે એક તરવાર એક હથોડી ને થોડાક ખીલા લીધા.

પ્રથમ તો તે મુખ્ય દરવાજામાં દાખલ થયો. ઉપર જવા માટે ચાર ચોકી પાર કરવી પડે. દરેક ચોકી ઉપર પંદર પંદર પહેરેગીરો ઉભા છે. એ બધાય આખી રાત પહેરા નથી ભરતા. વારા ફરતી પહેરો ભરે છે. એ સિવાય રાજમહેલની આસપાસ તો ઘણા સિપાઇઓ છે.

જયારે પહેરો બદલાવવા માટે બધા પ્રહરીઓ એક સ્થળે

એકઠા થયા ત્યારે બધાની નજર ચૂકાવીને પંચુનો દીકરો અંદર ઘુસી ગયો. ત્યાર પછી પહેરેગીરો સાથે મળી જઇને પહેરો દેવા માંડ્યો. એને કોઇએ જોયો પણ નહિ

તક મળતાં મળતાં તે ત્રણ ચોકી પાર કરીને ત્રીજે માળે પહોંચી ગયો.

ત્યાંથી તેણે જોયું તો ઉપરના ઓરડામાં વાદળી રંગનો દીવો બળી રહ્યો છે. એકાએક પંચુના દીકરાના કાન પર કોઇ વાતો કરતું હોય એવું સંભળાયું. રાણીની એક દાસી રાણીને ઊંઘ આવવાની વાત સંભળાવી રહી હતી. ચોથા મજલાના પહેરગીરો ખૂબ સાવધ થઇને પહેરો ભરી રહ્યા છે. એ લોકો સાથે મળી જવાનો કોઇ ઉપાય રહ્યો નથી. એ લોકોની આંખમાં ધૂળ નાખીને રાજા રાણીના ઓરડામાં ઘુસી શકાય એમ નથી.

એટલે તેણે ઉપરના ઓરડામાં જવા માટે ખીલાના પગથિયાં દિવાલમાં નાખવાનો વિચાર કર્યો, પણ રાજાના પહેરેગીરો અવાજ સાંભળી જાય તો મોટી પંચાત ઉભી થાય.

સારા નસીબે નીચેના પહેરેગીરોએ અગિયારના ડંકા ઝાલર પર મારવા શરુ કર્યા. પંચુના દીકરાએ તરત એક એક અવાજ સાથે એક એક ખીલો ભીંતમાં નાખ્યો. ત્યાર પછી એક કલાકે બારના ડંકા થયા ત્યારે

બીજા બાર ખીલા નાખી દીધા અને એના ઉપર પગ દઇને તે સીધો રાજારાણીના સુઇ રહેવાના ઓરડાની એક બારી પાસે પહોંચી ગયો.

ત્યાર પછી તેણે બારીમાંથી જોયું તો રાજા રાણી સૂઇ ગયાં હતાં, અને દાસી પણ ઝોલાં ખાઇ રહી હતી.

તક સાધીને પંચુનો દીકરો બારી વાટેથી અંદર ગયો અને દાસીની પાછળ ઉભો રહ્યો. રાણીના ગળામાં હીરાનો હાર ઝળકી રહ્યો હતો. દાસી નિંદ્રાધિન થઇ ગઇ એટલે પંચુના દીકરાએ આસ્તેથી રાણીના ગળા-માંથી હાર ખેંચી લીધો. રાજા રાણી તો ભર ઊંઘમાં હતાં. પંચુના દીકરાએ પોતાની કોથળીમાંથી સં-મૂર્છની નામની દવા કાઢીને દાસીને સુંઘાડી દીધી.



દાસી સાવ મૂર્છિત બની ગઇ. એટલે પંચુના દીકરાએ

દાસીના વસ્ત્રો કાઢી લીધાં અને પોતે પહેરી લીધાં.

હીરાનો હાર છૂપાવીને તે નીચે ઉતરી ગયો. પ્રહરીઓ કોઇ એને રોકી શક્યા નહિ. સહુએ માન્યું કે રાણીની દાસી જાય છે. આ રીતે પંચુનો દીકરો મુખ્ય દરવાજે થઇને રસ્તાપર આવી ગયો. એના આનંદનો તો પાર નહોતો.

બીજે દિવસે સવારે તેણે પોતાના પિતાને રાણીના ગળાનો હીરાનો હાર બતાવ્યો ત્યારે પંચુના આશ્ચર્યનો પાર ન રહ્યો. કારણ કે તેણે એવી આશા રાખી જ નહોતી કે આવું ભયંકર કામ પોતાનો પુત્ર કરી શકશે. ખૂબ આનંદમાં આવી જઇને પંચુએ કહ્યું: 'બેટા, હવે તું તારા બાપથી સવાયો થયો. ભગવાન તને સો વર્ષનો કરે.'

અહિં રાજમહેલમાં તો ભારે ધમાલ મચી પડી હતી. સવારે રાજારાણી ઉઠયાં ત્યારે દાસી મૂર્છિત થઇને પડી હતી. એનાં વસ્ત્રો ચોરાઇ ગયાં હતાં અને રાણીનો હીરાનો હાર પણ ગુમ થઇ ગયો હતો. આ કેવી રીતે બન્યું હશે એ વાત રાજારાણીથી સમજી શકાઇ નહિ. ક્યારે ચોર આવ્યો હશે, ક્યાંથી આવ્યો હશે અને આટલા પહેરેગીરોની આંખમાં ધૂળ નાખીને કેવી રીતે છટકી ગયો હશે એ વાત રાજારાણીને ભારે મુઝવવા લાગી.

થોડીવાર પછી એક પહેરેગીર આવીને નમન કરતાં

બોલ્યો: 'મહારાજ ! પાછલી રાતે એક માણુસ દાસીના વેષમાં અહિંથી નીકળી ગયો છે.'

રાજાએ તરત આ ભયંકર ચોરને પકડવા માટે ચારે દિશાએ જાસુસો મોકલ્યા; અને ચોરને જે પકડી લાવે તેને વીસ હજાર રૂપિયાનું ઇનામ આપવાનું જાહેર કર્યું. પરંતુ કોઇ ચોરને પકડી શક્યું નહિ.

છેવટે રાજાએ એક દિવસ એક ઊંટ લાવવાની આજ્ઞા કરી. ઊંટની પીઠ ઉપર સોનામહોરના બે ઘડા ગોઠવી રાજાએ શહેર કોટવાલને હુકમ કર્યો કે આ ઊંટને આખા શહેરમાં ફેરવો અને જાહેર કરો કે મહારાણીનો હીરાનો હાર જે ચોર લઇ ગયો છે, તે ચોર ખરેખરો સાહસિક હોય તો ઊંટ ઉપર રાખવામાં આવેલા સોના મહોરોના ઘડા ઉઠાવી જાય. હીરાના હારવાળો ચોર આ કામ કરશે તો એને ખૂબ જ સાહસિક ગણવામાં આવશે.'

ઊંટને ગામમાં ફેરવવા માંડ્યું. બે દિવસ થઇ ગયા પણ કશું બન્યું નહિ. ત્રીજે દિવસે સોનામહોરો વાળો ઊંટ એક નિર્જન લતામાંથી પસાર થયો. એ લતામાં વાઘનું ચામડું બિછાવીને, ધૂણી ધખાવીને અને શરીરે ભભુતી ચોળીને એક જટાજુટ બાવો બેઠો હતો. ઊંટનો પગરવ સાંભળીને બાવો ધ્યાનમાંથી છૂટો થયો અને ઊંટના

રખવાળ સામે જોઇને બોલ્યો: 'ભાઇ, હું સમાધિમાં બધું જોઇ શકયો છું, તું નકામો ઊંટને દોરીને હેરાન થઇ રહ્યો છે, ઊંટની પીઠ ઉપરથી મ્હોરો લેવાનું સાહસ કોણ કરી શકે ? તારો ચહેરો જોઇને મને થાય છે કે તું ખૂબ ભૂખ્યો છે; તારી ઇચ્છા હોય તો મારી પાસે આવ અને ભગવાનનો થોડો પ્રસાદ લે....તારુ કલ્યાણ થશે.'

બાવાજીની દયા જોઇને રખવાળ તરત બાવાજી પાસે આવ્યો. બાવાજીએ પોતાની ઝોળીમાંથી બદામપિસ્તા-નો પાક કાઢીને રખવાળને આપ્યો. આવો સરસ સુગંધી અને લહેજતદાર પાક બિચારા રખવાળે જીંદગીમાં કોઇ દિવસ નહોતો ખાધો. ત્રણ ચાર બટકાં પેટમાં ગયાં કે તરત રખવાળ બેભાન થઇને ઢળી પડયો. બાવાજીના વેશમાં છૂપાયેલા પંચુના દીકરાએ રખવાળ ઉપર વાઘનું ચામડું ઓઢાડી દીધું અને ઉંટને લઇ તે રવાના થઇ ગયો.

રાત પડતી હતી....આછા આછા અંધારામાં નિર્જન રસ્તેથી ઊંટને નદી કિનારે લઇ જઇ પંચુના દીકરાએ ઊંટ ઉપરથી સોના મહોરોના ઘડા ખાલી કરી નાખ્યા અને બધી સોના મહોરો એક જગ્યાએ દાટી દીધી અને ખાલી ઘડામાં નદીની રેતી ભરીને ઊંટ ઉપર ગોઠવી દીધા.

ત્યાર પછી ઊંટને લઈને તે રખવાળ પાસે ગયો. રખવાળ હજી પણ બેભાન થઈને સૂતો હતો. પંચુના દીકરાએ રખવાળ પાસે ઊંટ ઉભો રાખીને ચાલતી પકડી.

ઘેર આવ્યા પછી રાતોરાત પંચુનો દીકરો દાટેલી સોના મહોરો ઘેર લઈ આવ્યો અને કોઈને ખબર ન પડે એવી જગ્યાએ છૂપાવી દીધી. આ કામ તેણે એવી ચાલાકીથી પાર પાડ્યું કે કોઈને પણ શંકા ન આવે.

બીજે દિવસે મહારાજાને ખબર પડી કે ઊંટનો રખવાળ કોઈ બાવા પાસે ગયેલો અને ત્યાં બેભાન થઈ ગયો હતો. ઊંટ ઉપરથી સોનામહોરો લઈ જવામાં આવી છે અને બંને ઘડા નદીની રેતીથી ભરવામાં આવ્યા છે. આ સમાચાર સાંભળીને રાજાના ક્રોધનો પાર ન રહ્યો.

રાણીએ હઠ લીધી કે મારે ગમેતેમ કરીને પણ એ હીરાનો હાર જોઈએ.

રાજાએ શહેરમાં સાદ પડાવ્યો: ‘જે ચોર મહારાણીનો હાર અને સોનામહોરો લઈ ગયો છે, તે ચોર ખરેખરો સાહસિક છે. જો એ ચોર રૂબરૂ આવીને હીરાનો હાર પાછો આપી જશે, તો એને બધી સોનામહોરો ઇનામમાં આપી ગણાશે અને ત્રણ દિવસમાં હીરાનો હાર પાછો નહિ આપી જાય તો ગમે તે ઉપાયે ચોરને શોધી કાઢી એના સમગ્ર કુંટુંબને આકરી સજા કરવામાં

આવશે.'

પંચુના દીકરાએ સાદ સાંભળ્યો. બીજે દિવસે તે કોઇ રાજકુમાર જેવાં વસ્ત્રો પહેરી, હીરાનો હાર પોતાના ગળામાં રાખી, પોતાના પિતાને તથા માતાને નમસ્કાર કરી રાજદરબારમાં ગયો. રાજદરબારમાં ઘણા માણસો એકઠા થયા હતા. મહારાજા જ્યારે રાજદરબારમાં પધાર્યા ત્યારે પંચુના દીકરાએ ઉભા થઇ એમના ચરણમાં હીરાનો હાર રજુ કર્યો અને કહ્યું: 'મહારાજ, મારા બાપુ ભૂતકાળમાં મોટા ચોર હતા, મને પણ ચોર બનાવવાનું તેમણે શિક્ષણ આપ્યું હતું, હું ચોર વિદ્યામાં પારંગત થયો ત્યારે મારા ગુરૂએ કેરી ચોરી લાવવાનું કહ્યું. મેં એ કામ કરીને પરીક્ષા આપી પણ મારા બાપુને એથી સંતોષ ન થયો. એમણે મને મહારાણીશ્રીનો હાર ચોરી લાવવાનું કહ્યું. તરત મેં એ કામ કર્યું. અમારા જેવાને હીરાનો હાર શોભે નહિ. આ તો કેવળ પરીક્ષા પુરતું જ કાર્ય કર્યું હતું.'

પંચુના પુત્રની બુદ્ધિ જોઇને રાજા ખુશ થયો અને બોલ્યો: 'હું તારી બુદ્ધિ ઉપર પ્રસન્ન થયો છું. હવે તારે આવા હલકા કાર્યમાં બુદ્ધિનો ઉપયોગ કદી ન કરવો, પણ જનતાના કલ્યાણમાં બુદ્ધિનો ઉપયોગ કરવો. આજથી હું તને મારા રાજ્યમાં ગુપ્તચર ખાતાનો મુખી

બનાવું છું.'

એ સાંભળીને પંચુનો દીકરો મહારાજાના ચરણમાં નમી પડયો.



## માયાવી તુંબડું

ગીરનાર પાસે આવેલા એક ગામડામાં એક બ્રાહ્મણ, પોતાની વહુ અને ચાર છોકરાં સાથે રહેતો હતો. બ્રાહ્મણ બિચારો બહુ જ ગરીબ હતો, માંગી-ભીખીને માંડમાંડ પેટ ભરતો. ભીખ માંગીને જે કંઇ આવતું તેમાં માંડ બે જણને પુરું થતું, એટલે બિચારા બ્રાહ્મણને મહિનામાં પંદર લાંઘણ કરવી પડતી. કોઇ કોઇ વાર કોઈ જજમાનને ત્યાં સારો નરસો પ્રસંગ હોય ત્યારે બધાં પેટ ભરીને જમી શકતાં. પણ એવા પ્રસંગો રોજ ક્યાંથી હોય? આ બધો ત્રાસ સહન કરીને બ્રાહ્મણી ગળે આવી ગઈ હતી. રોજ એના ધણી ઉપર ખીજાતી અને ગાળોનો વરસાદ વરસાવતી.

પણ બિચારો ગરીબ બ્રાહ્મણ કરે શું? એ તો રોજ ચાર ગાઉના ચક્કર લગાવી થોડો લોટ મેળવતો. એનો સ્વભાવ ઠંડો અને ભલો હતો. રોજ સવારે એકસો ને આઠ વખત રામનામ લીધા વગર પાણી પણ નહોતો

પીતો. અને રોજ પૂજા પાઠ પણ નિયમિત કરતો.

એક દિવસ આ બેકારી અને ભૂખથી કંટાળીને આપઘાત કરવાના ઇરાદાથી ગીરના જંગલમાં ગયો. હાથમાં રામનામની માળા હતી. સ્વયં આપઘાત કરીને પાપ બાંધવું એ કરતાં કોઇ જંગલના જાનવરના હાથે મરી જવું એમ તેણે વિચાર્યું.

ચાલતાં ચાલતાં મધ્ય વનમાં આવ્યો તો પણ કોઇ હિંસક પ્રાણી દેખાયું નહિ. ચાલતાં ચાલતાં ભારે ગીચ વન આવ્યું, ન સૂરજ દેખાય કે ન વાદળાં દેખાય.! ચારે દિશાઓ મોટા મોટા વૃક્ષોથી ઢંકાઇ ગઇ હતી. ભયાનકતા વ્યાપી ગઇ હતી. પણ કોઇ સ્થળે વાઘ, વરૂ, સિંહ રીંછ કે કોઇ હિંસક પ્રાણી દેખાતું જ નહિ; અરે એકાદું શિયાળ પણ ન દેખાયું. આવડું મોટું ગીરનું વન પશુ વગરનું કેમ થઇ ગયું હશે, એ બ્રાહ્મણથી સમજી શકાયું નહિ.

છતાં મૃત્યુની આશા રાખીને બ્રાહ્મણ તો ચાલવા લાગ્યો. ઘણે દૂર જતાં એની નજર કોઇ પ્રકાશ ઉપર પડી. તે તરત ત્યાં ગયો અને જોયું તો ધૂણી ધખાવીને એક જોગીરાજ સમાધિ ચડાવીને બેઠા છે. જોગીરાજની દાઢી ઠેઠ પેટ સુધી પહોંચી છે, કપાળ મોટું તેજસ્વી છે, આંખો કેરીની ફાડ જેવી છે, માથાની જટા તો



જાણે સુંવાળી અને રૂપેરી છે.

બ્રાહ્મણ જોગીરાજને પગે લાગીને બેઠા.

થોડી વાર પછી જોગીરાજે સમાધિમાંથી જાગીને પૂછ્યું: 'બચ્ચા, તું શા માટે આવા ઘોર વનમાં આવ્યો છે?'

બ્રાહ્મણે નમ્રતાથી કહ્યું: 'પ્રભુ, મારા દુઃખની વાત સાંભળીને આપ શું કરશો! મારા જેવો અભાગી આ દુનિયામાં બીજો કોઇ નહિ હોય! ઘરમાં મારી સ્ત્રી અને ચાર બાળકો છે, પણ હું એ લોકોનું પોષણ કરી શકતો નથી. મારામાં કુટુંબ સાચવવાની શક્તિ નથી. એ લોકોનું દુઃખ મારાથી સહન ન થયું એટલે વનના હિંસક પ્રાણીઓના હાથમાં મારો પ્રાણ દેવા આવ્યો છું. પણ હજી સુધી આ અભાગીનું મૃત્યુ થયું નથી, પ્રભુ! કર્મમાં કોણ જાણે કેવું યે દુઃખ લખ્યું હશે!'

'દુઃખી ન થતો બેટા, આવરદા હોય ત્યાં સુધી

કોઇ મરી શકતું નથી. પણ તારું દુઃખ હવે દૂર થશે. આ લે.' કહી જોગીરાજે બ્રાહ્મણના હાથમાં એક તુંબડું મૂકતાં કહ્યું: 'જ્યારે તું આ તુંબડું ઉંધુ વાળીશ ત્યારે આમાંથી ગરમાગરમ ગાંઠીયા બહાર નીકળશે. હવે તને ખાવાપીવાની ચિંતા નહિ રહે.' આમ કહી જોગીરાજે બ્રાહ્મણને વિદાય કર્યો.

બ્રાહ્મણના આનંદનો તો પાર ન રહ્યો. હસતા હૈયે તે ઘર તરફ ચાલતો થયો. હવે એને બીક લાગવા માંડી કે કોઇ હિંસક પ્રાણી આવીને મારી ન નાખે!

ઘણું ચાલ્યા પછી બ્રાહ્મણને કકડીને ભૂખ લાગી. તરત તેણે માયાવી તુંબડું ઉંધુ વાળ્યું અને ગરમા ગરમ ગાંઠીયા નીકળી પડ્યા. બ્રાહ્મણે પેટ ભરીને ગાંઠીયા ખાધા. આહા! કેવો અપૂર્વ સ્વાદ! બ્રાહ્મણે આવા ગાંઠીયા તો જીંદગીમાં કદી ખાધા નહોતા. તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો: 'હવે મારી બાયડી ને છોકરાં ગાંઠીયા ખાઇને ખૂબ રાજી થશે અને મારું માન જાળવશે, મને કોઇ દિવસ ગાળો પણ નહિ દે. હે ભગવાન! તેં મને બચાવ્યો! તારી કૃપા વગર જોગીરાજ પાસેથી મને આ દેવતાઇ તુંબડું મળત નહિ.' આમ કહેતો કહેતો બ્રાહ્મણ ભગવાનનું નામ લેવા લાગ્યો.

રાત પડવી શરૂ થઇ. બ્રાહ્મણમાં હવે ચાલવાનું

જોર નહોતું, રસ્તામાં જ એક ધર્મશાળા દેખાઇ. બ્રાહ્મણે ધર્મશાળામાં એક રાત માટે આશરો લીધો. ધર્મશાળાવાળાએ કશા સંકોચ વગર આશરો આપ્યો.

બ્રાહ્મણે નાહી, જપ તપ કરી કોઇ ન જાણે એવી રીતે તુંબડું ઉંધુ વાળી ગાંઠીયા ખાઇ લીધા. ત્યાર પછી ઓશીકા પાસે સાચવીં તુંબડું રાખી તે સૂઇ ગયો.

પણ તુંબડું ચોરાઇ જવાની બીકે બ્રાહ્મણને રાતના બરોબર ઉંઘ ન આવી. લગભગ દર કલાકે ઉઠીને તે તુંબડું છે કે નહિ એ જોઇ લેતો.

ધર્મશાળાના રખવાળથી આ વાત છૂપી ન રહી. તેણે વારંવાર બ્રાહ્મણની તુંબડા માટેની કાળજી જોઇ લીધી. એના મનમાં શંકા થઇ કે આવા સામાન્ય તુંબડા ખાતર બ્રાહ્મણ આટલી કાળજી શા માટે રાખતો હશે! જરૂર આમાં કંઇક હશે.

ધર્મશાળાના રખવાળને તુંબડું જોવાનું ભારે કુતૂહલ થયું. બ્રાહ્મણ જયારે ખરેખર ઊંધી ગયો ત્યારે રખવાળે આરતેથી તુંબડું લઇને જોયું. પણ તુંબડું સાવ ખાલી જોઇને એના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેણે વિચાર્યું આનો અર્થ શું? એક ખાલી તુંબડા માટે બ્રાહ્મણ આટલી કાળજી શા માટે રાખે? જરૂર આની અંદર કંઇક ભેદ છે. આમ વિચારી તે પોતાના ઓર-

ડામાં આવ્યો અને તુંબડાને ચારે તરફ ફેરવવા લાગ્યો. ફેરવતાં ફેરવતાં તુંબડું ઉંધું વળ્યું કે તરત ગાંઠીયાનો ઢગલો થઇ ગયો, ગરમાગરમ ગાંઠીયાથી આખો ઓરડો જાણે ભરાઇ ગયો.

આ જોઇને રખવાળ સજ્જડ થઇ ગયો. તેણે તરત પોતાની સ્ત્રીને તથા પોતાના બાળકોને બોલાવ્યાં. ગરમાગરમ ગાંઠીયા જોઇને સહુ ખાવા લાગ્યા અને ડબામાં, ગોળામાં, ખાલી કોઠીમાં ગાંઠીયા ભરવા માંડ્યા. આટલા બધા ગાંઠીયા મળવા છતાં પણ ધર્મશાળાના રખવાળનો લોભ માયો નહિ. તેણે આના જેવું એક બીજું તુંબડુ શોધીને બ્રાહ્મણના ઓશીકા નીચે મૂકી દીધું અને માયાવી તુંબડું પોતાના ઘરમાં સાચવી રાખ્યું.

બીજે દિવસે વહેલી સવારે કશા સંશય વગર બ્રાહ્મણ તો નકલી તુંબડું લઇને પોતાના ગામ તરફ ચાલતો થયો. જતાં જતાં તેણે વિચાર કર્યો કે હવે પોતે મોટો પૈસાદાર બની શકશે, ગાંઠીયાની દુકાન કરીને હજારો રૂપિયા કમાઇ શકશે. એ પૈસામાંથી બાળકોને સારાં વસ્ત્રો ને દરદાગીના પણ પહેરાવી શકાશે અને નવાં મકાન પણ બંધાવી શકાશે.

આવા વિચારો સાથે તે જ્યારે ઘેર આવ્યો, ત્યારે એની વહુ અને છોકરાં એકદમ એને ઘેરી વળ્યાં. બ્રાહ્મણે

બધાને તુંબડું બતાવતાં કહ્યું: 'આમ જુવો, આ માયાવી તુંબડું છે. આનાથી આપણા દુઃખનો અંત આવશે, હું જ્યારે આ તુંબડું ઉંધું વાળીશ ત્યારે જેટલા જોઇએ તેટલા ગરમાગરમ ગાંઠીયા નીકળી પડશે.'

બ્રાહ્મણી તો બ્રાહ્મણની વાત સાંભળીને પત્થર જેવી જ બની ગઇ. બ્રાહ્મણે ભાંગ તો નથી પીધી ને! એક ખાલી તુંબડામાંથી કાંઇ ઢગલાબંધ ગાંઠીયા નીકળી શકે ખરા? જરૂર બ્રાહ્મણનું માથું ભમી ગયું લાગે છે.

ત્યાર પછી તેણે જોયું કે તુંબડું ઉંધુ વાળવા છતાં યે ગાંઠીયા નીકળ્યા નહિ, ત્યારે તેણે નક્કી કર્યું કે બ્રાહ્મણ જરૂર ભૂખના દુઃખથી પાગલ થઇ ગયો છે.

પણ બ્રાહ્મણની સ્થિતિ તો જોવા જેવી થઇ ગઇ હતી. તેણે વિચાર્યું કે ધર્મશાળાવાળાએ જ મારું તુંબડું લઇ લીધું લાગે છે; અને નકલી તુંબડું મૂકી દીધું લાગે છે.

બીજે દિવસે સવારે બ્રાહ્મણ ધર્મશાળાવાળા પાસે આવ્યો અને હાથે પગે લાગી પોતાનું તુંબડું માગવા લાગ્યો.

પણ પરિણામ ઉંધું આવ્યું. ધર્મશાળાવાળાએ બ્રાહ્મણની વાત સાંભળીને રોષથી કહ્યું: 'શું તું મને ચોર કહેવા માગે છે? જલ્દી ચાલ્યો જા, નહિ તો પાગલ-

ખાનામાં મોકલવો પડશે.' આમ કહી બ્રાહ્મણને તગડી મૂક્યો.

બ્રાહ્મણ ભગવાનનું નામ લેતો લેતો ફરીવાર જોગીરાજ પાસે ગયો અને પોતાની સઘળી વીતક કથાકહી.

જોગીરાજે હસીને એક બીજું તુંબડું આપ્યું. બ્રાહ્મણ રાજી થતો પોતાને ઘેર આવ્યો; અને પોતાની સ્ત્રી તથા બાળકોને બોલાવીને તુંબડું દેખાડયું. બ્રહ્મણી અને બાળકો તો ખડખડાટ હસવા જ માંડયાં. બધાએ નક્કી કર્યું કે હવે બ્રાહ્મણને પાંચવડીએ બાંધ્યા સિવાય છૂટકો નથી, નહિ તો ધીમે ધીમે ગાંડપણ વધતું જશે.

પણ જયારે તુંબડું ઉંધુ વાળ્યું, ત્યારે ગાંઠીયા તો ન નીકળ્યા પણ બદામ, કેસર, એલચી અને પિસ્તાંવાળા મસાલાદાર પેંડા નીકળ્યા અને એક મોટો રાક્ષસ નીકળી પડયો.

રાક્ષસ તો એકદમ બ્રાહ્મણને મારવા લાગ્યો. આ જોઇને બ્રાહ્મણ અને બધાં બાળકો કાગારોળ કરવા લાગ્યાં પણ બ્રાહ્મણે તરત તુંબડું સવળું કર્યું એટલે રાક્ષસ અલોપ થઇ ગયો.

બ્રાહ્મણે વિચાર્યું, આ તો ભારે મજા. હવે ધર્મશાળાવાળાને બરાબર બતાવી શકાશે. ગાંઠીયાનું તુંબડું

એ ચોરી ગયો છે. એટલે એને બરાબર સજા કરવી પડશે.

આ પ્રમાણે નક્કી કરી બ્રાહ્મણ એક દિવસ રાતે માયાવી તુંબડું લઇને ધર્મશાળાવાળા પાસે ગયો. અગાઉની માફક આજ પણ માથા પાસે તુંબડું રાખી ઢોંગ કરી સૂઇ ગયો.

ધર્મશાળાવાળો પણ બ્રાહ્મણ સૂઇ ગયો છે એમ ધારીને ધીરે ધીરે અંદર આવી સાચવીને બીજું તુંબડું ઉપાડી ગયો. ત્યાર પછી પોતાનાં સ્ત્રી બાળકોને બોલાવીને કહ્યું: 'અગાઉ જે બ્રાહ્મણ પાસેથી આપણે તુંબડું મેળવ્યું હતું, તેજ બ્રાહ્મણ પાસેથી આજ આ બીજું તુંબડું મળી શક્યું છે. પેલામાંથી ગાંઠીયા નીકળ્યા હતા, આમાંથી વળી કંઇક માલપાણી મળશે.' આમ કહીને તેણે તુંબડું ઉંધુ વાળ્યું.

તરત અંદરથી ભયંકર રાક્ષસ નીકળ્યો અને ધર્મશાળાવાળાને તથા એનાં સ્ત્રી બાળકોને ધડાધડ મારવા લાગ્યો. બધા બુમો પાડવા લાગ્યા:' કોઇ આવો, અમને બચાવો, અમને રાક્ષસ મારી નાખે છે....કોઇ આવો બચાવો!' આ બધી ચીચીયારીઓ સાંભળીને બ્રાહ્મણ ધર્મશાળાવાળા પાસે આવ્યો અને બોલ્યો: 'મારું ગાંઠીયા

વાળું તુંબડું પાછું આપી દે નહિ તો આ રાક્ષસ તને ને તારા કુટુંબને હમણાં જ ખાઇ જશે.'

ધર્મશાળાવાળાએ તરત બ્રાહ્મણને હાથ જોડીને કહ્યું: 'મને બચાવો મહારાજ, હું તમારું તુંબડું આ ઘડીએ જ આપી દઉં છું.' આમ કહીને ધર્મશાળાવાળાએ ગાંઠીયાનું તુંબડું હાજર કર્યું.



બ્રાહ્મણે પેંડાવાળું તુંબડું સીધું કર્યું એટલે રાક્ષસ અલોપ થઇ ગયો.

ત્યાર પછી બંને તુંબડાં લઇને બ્રાહ્મણ ઘર તરફ રવાના થયો.

ઘેર આવીને બ્રાહ્મણે પોતાની સ્ત્રીને તથા બાળકોને માયાવી તુંબડામાંથી ગરમ ગાંઠીયા કાઢીને દેખાડ્યા. સ્ત્રીના મનમાં ખાત્રી થઇ કે બ્રાહ્મણ પાગલ નથી થયો, ત્યાર પછી પેંડાવાળું તુંબડું ઉંધું કર્યું, થોડા પેંડા નીકળ્યા અને પાછળથી રાક્ષસ પણ નીકળ્યો. સ્ત્રી બાળકો એકદમ ગભરાઇ ગયાં પણ બ્રાહ્મણે હસીને તુંબડું સવળુ

કરી નાખ્યું એટલે રાક્ષસ અલોપ થઇ ગયો.

ત્યાર પછી બ્રાહ્મણ બ્રાહ્મણી અને બાળકો મળીને આનંદથી પેંડા ગાંઠીયા ખાવા લાગ્યાં. બંને વસ્તુઓ સરસ હતી. આવી મસાલાવાળી સુંદર ચીજો આ લોકોએ જીંદગીમાં કદી જોઇ પણ નહોતી.

હવે બ્રાહ્મણને કોઇ પ્રકારનું દુ:ખ ન રહ્યું. તેણે તો પેંડા ગાંઠીયાની મોટી દુકાન કરી. ગામના બધા માણસો એને ત્યાંથી જ પેંડા ગાંઠીયા લેવા માંડયા કારણ કે આવા પેંડા ગાંઠીયા કોઇએ જીંદગીમાં ખાધા જ નહોતા. એકાદ મહિનામાં તો બ્રાહ્મણની પ્રસંશા આખા કાઠિયાવાડમાં થઇ ગઇ.

બહારગામના માણસો પણ જથાબંધ પેંડા ગાંઠીયા મંગાવવા લાગ્યા.

ચાર છ મહિનામાં તો બ્રાહ્મણે મોટું મકાન બનાવ્યું અને માલદારની માફક મોજથી રહેવા લાગ્યો.

પણ એક દિવસ ભારે વિપત્તિ આવી પડી. બ્રાહ્મણના દીકરાએ એક દિવસ પેંડાવાળું તુંબડું ઉંધુ કર્યું, પેંડા તો ઘણા નીકળ્યા પણ સાથોસાથ રાક્ષસો પણ બહાર નીકળી પડયા અને મોટું તોફાન મચાવી મુક્યું. ઘરની સઘળી વસ્તુઓ તોડી ફોડી નાખી. બ્રાહ્મણ બિચારો દોડતો આવ્યો અને તુંબડું સવળું કર્યું એટલે

બધી માયા અલોપ થઇ ગઇ. પછી બ્રાહ્મણે પેંડાવાળું તુંબડું એક ઓરડામાં મૂક્યું અને ઓરડાને તાળુ માર્યું; બ્રાહ્મણ સિવાય કોઇ પેંડાવાળા તુંબડાનો ઉપયોગ કરી શકે નહિ એવી વ્યવસ્થા થઇ ગઇ.

પણ બ્રાહ્મણના છોકરાઓ ભારે અળવીતરા હતા. એક દિવસ ગાંઠીયાવાળું તુંબડું લઇને બંને છોકરા લઢવા માંડ્યા. તાણાતાણી કરતાં તુંબડું નીચે પડ્યું અને બે કટકા થયા. બ્રાહ્મણે ઘેર આવીને જોયું તો બિચારો નિરાશ થઇ લમણે હાથ મૂકીને બેસી ગયો. હવે ગાંઠીયા વગર શું કરવું? ઘરાકોને કેવી રીતે સંતોષ આપવો? વગેરે પ્રશ્નોથી બ્રાહ્મણ મુંઝાઇ ગયો. એની સ્ત્રીએ સલાહ આપી કે જોગીરાજ પાસે જાઓ અને વીતક કથા કહો.

બ્રાહ્મણ ફરીવાર જોગીરાજ પાસે ગયો અને ગાંઠીયાવાળું તુંબડું ભાંગી ગયાના સમાચાર રડતી આંખે કહ્યા.

જોગીરાજે એક બીજું તુંબડું આપતાં કહ્યું: 'આ તુંબડું બરાબર જાળવજે. આ તુંબડું જશે તો પછી હું એક પણ નહિ આપું.'

બ્રાહ્મણ હરખાતા હૈયે ઘેર આવ્યો. પોતાના ઓરડામાં જઇ તેણે તુંબડું ઉંધુ વાળ્યું. તેણે ધાર્યું

હતું કે તુંબડામાંથી ગાંઠીયા નીકળશે. પણ આ તો ગાઠીયાને બદલે સોના ચંદીના દાગીનાઓ નીકળવા જ માંડયા. કોઇમાં હીરા જડયા હતા, કોઇમાં મોતી હતાં. બ્રાહ્મણનું મકાન તો ઝળહળી ઉઠ્યું.

બ્રાહ્મણના હર્ષનો પાર ન રહ્યો. તેણે પેંડા ગાંઠી-યાની દુકાન કાઢી નાખી અને દાગીનાની દુકાન માંડી.

પછી તો મણા શી રહે! નાના મોટા રાજારજવાડા પણ આવા સુંદર દાગીના ખરીદવા લાગ્યા. બ્રાહ્મણી પણ ઘરેણાંથી લદાઇને રાણીની માફક ફરતી. એના છોકરાઓ પણ રાજકુમાર માફક સાહેબી ભોગવવા લાગ્યા. પણ બ્રાહ્મણ તો ગરીબનો ગરીબ જ રહ્યો. તેણે પોતાનો વેશ છોડયો નહિ.

બ્રાહ્મણનું આટલું બધું સુખ જોઇને એ ગામનો દરબાર મનમાં બળવા માંડયો. તેણે ખાનગી પેરે જાણી લીધું કે બ્રાહ્મણ કોઇ દૈવી ચમત્કારથી આટલાં ઘરેણાં મેળવે છે, એટલે તેણે બ્રાહ્મણને બોલાવીને આ માટે પૂછ્યું. બ્રાહ્મણ કોઇ દિવસ જુઠું બોલતો નહિ, તેણે ઘરેણાંના તુંબડાની વાત દરબારને કહી સંભળાવી. દરબારના મનમાં આ માયાવી તુંબડું હાથ કરવાની લાલચ થઇ.

એક વખત દરબારે બ્રાહ્મણને કહ્યું: 'મારા દીકરા નાં લગ્ન થવાનાં છે, એ પ્રસંગે મારે બે લાખ રૂપિયાનાં

ઘરેણાં ખરીદવાં છે. આટલાં બધાં ઘરેણાં જોયા તપાસ્યા વગર ખરીદાય નહિ, માટે તું તારું તુંબડું લઇને અહીં આવ એટલે એમાંથી પસંદ કરી શકાય.'

બ્રાહ્મણ માયાવી તુંબડું લઇને દરબારને ત્યાં ગયો. દરબારે તુંબડું આંચકી લીધું અને બ્રાહ્મણને પણ મારી ને તગડી મૂક્યો.

અપમાનથી બ્રાહ્મણના ક્રોધનો પાર ન રહ્યો. તે તરત ઘરમાંથી રાક્ષસવાળું તુંબડું લઇને દરબારની ડેલી સામે આવ્યો. ત્યાર પછી તુંબડું ઉંધું વાળ્યું. શરૂઆતમાં થોડા પેંડા નીકળ્યા અને પછી તો સેંકડો રાક્ષસો તુંબડામાંથી ઉછળી પડયા. એ રાક્ષસોએ એવું ભયંકર તોફાન માચાવ્યું કે જે કહી જ શકાય નહિ. આખા દરબારગઢમાં દેકારો થઇ પડયો. દરબારની રાણીઓ દરબારની કુંવરીઓ, દરબારના દીકરાઓ, દરબારના માણસો બધા રાડે રાડું ને બૂમો નાખવા માંડ્યા. ગામના બધા માણસો રાક્ષસના ભયથી પોતપોતાના ઘરમાં છૂપાઇ ગયા.

દરબારે જોયું કે હમણાં મને ને મારા કુટુંબને આ રાક્ષસો કાચા ને કાચા ચાવી જશે....મારો દરબાર ગઢ માટી ભેગો કરી નાખશે....એટલે દરબાર તો મોઢામાં ખાસડું લઇ દોડતા દોડતા બ્રાહ્મણ પાસે આવ્યા અને

બોલ્યા : 'મહારાજ, મારા ઉપર દયા કર....હવે હું તને કોઈદી નહિ કનડું...આ માયા ઝટ સંકેલી લે.'

બ્રાહ્મણ દયાળુ હતો. તેણે માયાવી તુંબડું સવળું કર્યું એટલે તરત બધા રાક્ષસો અલોપ થઇ ગયા. પછી દરબારે ઘરેણાંવાળું તુંબડું બ્રાહ્મણને પાછું આપી દીધું. બ્રાહ્મણ હસતો હસતો ઘેર આવ્યો.

ધર્મ ધ્યાન કરતો કરતો અને દાન પૂન્યની ધારા વહાવતો વહાવતો બ્રાહ્મણ પોતાના કુટુંબ સાથે રાજા જેવા સુખમાં રહેવા લાગ્યો.



## જાદુઈ દિવાસળી



એક દિવસ એક સૈનિક નિર્જન રસ્તા-પરથી જઇ રહ્યો હતો. એના ખભા પર થેલો લટ-કતો હતો અને હાથમાં તર-વાર હતી.

ચાલતાં ચાલતાં એકાએક એક ડાકણ જેવી ડોશી સાથે ભેટો થઇ ગયો ડોશીનો દેખાવ અતિ ભયંકર હતો.

સૈનિક તો ડોશીને જોતાં જ હેબતાઇ ગયો. સૈનિકને મૂર્છા આવે એ પહેલાં જ ડોશીએ મીઠા અવાજે કહ્યું: 'કાં સૈનિક જુવાન, શા સમાચાર છે ? હાથમાં તરવાર ને ખભે કોથળો લઇને ઠીક ઘૂમી રહ્યો છે. થેલામાં કંઇ છે કે સાવ ખાલી ? પણ હું એક સરસ સમાચાર આપું છું. ચટાક દઇને માલદાર થવાની મરજી છે ?'

'હા...હા.' સૈનિકે કહ્યું.

'ત્યારે સાંભળ, સામે વડનું જે ઝાડ દેખાય છે, ત્યાં જઇશ એટલે તે ઝાડમાં એક પોલ દેખાશે. એ પોલ ઠેઠ નીચે ગઇ છે. એ પોલ વાટેથી તારે નીચે જવું, તારી કમ્મરે હું એક રસ્સી બાંધી દઇશ, તું જરા ખેંચીશ એટલે તરત હું તને ઉપર ખેંચી લઇશ, સમજ્યો ?'

'પણ ઝાડની પોલમાંથી નીચે જઇને મારે શું કરવું ?' સૈનિકે પ્રશ્ન કર્યો.

'કહું છું, ઠેઠ નીચે પહોંચ્યા પછી પ્રથમ એક ઓરડો દેખાશે, એ ઓરડામાં એક પટારો પડ્યો હશે અને પટારા ઉપર એક કુતરું બેઠું હશે. મારી આ લાલ ચાદર તારી પાસે રાખ. આ ચાદર તારે કુતરા સામે પાથરવી એટલે તરત કુતરું એના પર બેસી જશે. પછી તું પટારો ઉઘાડીને

જોજે એટલે એમાં છલોછલ પૈસા ભર્યા હશે. તારી ઇચ્છામાં આવે એટલા પૈસા લઇને તારો થેલો ભરજે. કુતરું તને જરાય હેરાન નહિ કરે. ત્યાર પછી આગળ જઇશ એટલે બીજો ઓરડો આવશે. એમાં પણ એક પટારા ઉપર ભયંકર દેખાવનું કુતરું બેઠું હશે. મારી લાલ ચાદર પાથરીશ એટલે કુતરું એના પર બેસી જશે અને તું પટારો ખોલીશ એટલે અઢળક રૂપિયા ભર્યા હશે; તારી ઇચ્છામાં આવે એટલા તું લઇ શકીશ. પણ ત્યાર પછીનો ઓરડો બધા કરતાં સારો છે. ત્રીજા ઓરડામાં પણ એક પટારા ઉપર ભયાનક કુતરું બેઠું હશે. એની બંને આંખો સળગતા અંગારા જેવી ધુરકતી હશે. મારી લાલ ચાદર પાથરીશ એટલે તને પટારો ખોલવાની તક મળશે. એ પટારામાં સોનામહોરો ભરી હશે; અને એક ખૂણામાં દિવાસળીની એક પેટી પડી હશે તારે દિવાસળીની પેટી લઇને મને આપવી અને પૈસા, રૂપિયા, સોનામહોરો વગેરે તું જેટલું લઇ શકે એટલું તારે રાખવું.'

ડોશી સાથે નક્કી કરીને સૈનિક લાલ ચાદર લઇ, કેડમાં દોરી બંધાવી ઝાડની પોલ વાટે નીચે ઉતર્યો. નીચે જતાં તો ભય લાગ્યો પણ અચાનક ખૂબ પ્રકાશ દેખાતાં એના મનને શાંતિ વળી પ્રકાશમાં તે જોઇ શક્યો, સામે જ

એક ઓરડો છે. સૈનિક ઓરડામાં ગયો, જોયું તો એક પટારા ઉપર કુતરું બેઠું હતું. લાલ ચાદર પાથરતાં જ કુતરું પટારા પરથી નીચે આવી ગયું. ત્યાર પછી તેણે થેલામાં પૈસા ભર્યા. ત્યાર પછી બધે અંધારું થઇ ગયું સૈનિક લાલ ચાદર લઇને આગળ ગયો. બીજા ઓરડામાંથી આ પ્રમાણે રૂપિયા મેળવ્યા ત્યાર પછી તે ત્રીજા ઓરડા તરફ આગળ વધ્યો.

જરા દૂર જતાં જ ત્રીજો ઓરડો દેખાયો. ડોશીના કહેવા મુજબ સળગતા અંગારા જેવી આંખોવાળો કુતરો એ ઓરડા વચ્ચે પડેલા પટારા પર બેઠો હતો.

સૈનિકે ડોશીની લાલ ચાદર પાથરી. ભયંકર કુતરો ધીરેધીરે નીચે ઉતરીને ચાદર પર બેસી ગયો. પટારો ઉઘાડતાં જ સૈનિકની આંખો છક થઇ ગઇ. આંખો પટારો સોનામહોરોથી છલકતો હતો. પણ સૈનિકના મનનો આનંદ અહિં કોણ જુવે! તેણે થેલામાંથી પૈસા અને રૂપિયા કાઢી નાખ્યા અને આખો થેલો સોનામહોરોથી ભર્યો. થેલાનું વજન એટલું બધું થઇ ગયું કે હલીચલી પણ ન શકે. છતાં માંડમાંડ ખભે ઉંચકીને તે ઉપર આવ્યો.

ડોશીએ દિવાસળીની પેટી માગી; પણ સૈનિક તો સોનામહોરો જોઇને એ પેટી લાવવી ભૂલી ગયો હતો.

એટલે ડોશીની માફી માગી તે ફરીવાર નીચે ગયો અને દિવાસળીની પેટી લઇ આવ્યો. આટલી બધી સોનામહોરોના બદલામાં ડોશી સામાન્ય દિવાસળીની પેટી શા માટે માગતી હશે એ જાણવા માટે સૈનિકે પ્રશ્ન કર્યો, ડોશીએ વાત કરવાની ના પાડી. સૈનિકે તરવાર કાઢીને બીક બતાવી છતાં ડોશી ન બોલી એટલે સૈનિકે તરવાર વતી ડોશીનું ગળું કાપી નાખ્યું અને દિવાસળીની પેટી પોતાના ખીસામાં મૂકી સોનામહોરનો થેલો ખભે ઉંચકયો.

ડોશીને મારીને તે ચાલતો થયો. ચાલતાં ચાલતાં એક મોટું શહેર આવ્યું, શહેરની મોટામાં મોટી હોટલમાં ઉતરીને તેણે ભાત ભાતનું ભોજન કર્યું. ત્યાર પછી પોતાનો મેલો પોષાક અને ગંદા જોડા કાઢી નાખી નવો પોષાક અને નવા જોડા ખરીદીને પહેર્યા. મોટા જાગીરદાર તરીકે તે શહેરમાં પંકાવા લાગ્યો. કયાંય ઉત્સવ હોય તો એને નિમંત્રણ મળતું. બધા એની સાથે સ્વદેશ સંબંધી ચર્ચા કરતા અને ત્યાંના રાજા તથા રાજપરિવારના સમાચાર આપતા.

એક દિવસે લોકોને મોઢેથી સૈનિકે સાંભળ્યું કે આ રાજાની કુંવરી ઘણીજ સુંદર છે, પરંતુ રાજા સિવાય કોઇ એને જોઇ શકતું નથી. કારણ કે રાજકન્યાની ગ્રહ કુંડળીમાં એવું ભાવિ લખાયેલું છે કે, તે કોઇ સૈનિકની

પત્ની બનશે. રાજા કોઇ પણ ઉપાયે પોતાની કન્યાનું ભાવિ ભુંસવા ઇચ્છે છે. તેથી જ રાજા પોતાની રૂપાળી કન્યાને એક કિલ્લેબંદીવાળા મહેલમાં પુરી રાખે છે.

પણ હવે તો સૈનિક શ્રીમંત માણસ બની ગયો હતો. ઘણા રૂપિયા ખરચીને તેણે એક મહેલ લીધો, ઘણા રૂપિયા દેશસેવાના કામમાં આપ્યા, ગરીબો અને કંગાલોને બે હાથે દાન દેવા માંડયાં. આમ નાણાં ખરચતાં ખરચતાં છેવટે સૈનિક સાવ ખાલી થઇ ગયો. એના મિત્રો ને ખુશામતખોરો ચાલ્યા ગયા.

એક દિવસ સંધ્યા વખતે તે ફરવા નિકળ્યો. ઘેર પાછા ફરતાં રાત પડી. અંધારું એટલું હતું કે રસ્તો સૂઝે નહિ. તરત તેણે ખીસામાંથી ડોશીવાળી દિવાસળીની પેટી કાઢી અને એક દિવાસળી સળગાવી તરત ચારે તરફ પ્રકાશ થઇ ગયો. સામે કોઇ મોટો રાજમહેલ ઝળકારા મારવા લાગ્યો. રાજમહેલના દ્વારમાંથી એક કુતરો બહાર આવ્યો અને સૈનિક સામે ઉભો રહ્યો. ત્યાર પછી માનવી ભાષામાં તે બોલ્યો: 'શી આજ્ઞા છે ? હજુર.'

સૈનિક તો અશ્ચર્યથી અવાક્ બની ગયો હતો. તરત તેના મનમાં દિવાસળીની પેટીની વાત યાદ આવી તે બોલ્યો: 'મારે થોડા રૂપિયા જોઇએ.'

તરત કુતરો મહેલમાં ચાલ્યો ગયો અને થોડી વારે રૂપિયાની ભરેલી એક થેલી લઇ આવ્યો. ત્યાર પછી કુતરો ધીરે ધીરે ક્યાંક અદૃશ્ય થઇ ગયો.

પોતાના મહેલમાં આવીને સૈનિકે ફરી પાછું રાજ-શાહી જીવન શરુ કર્યું. જ્યારે જ્યારે પૈસાની જરૂર પડતી ત્યારે ત્યારે તે જાદુઇ દિવાસળી સળગાવતો અને અગાઉના ભોંયરાવાળા કુતરાઓ વારાફરતી આવીને સૈનિકની ઇચ્છા પુરી કરી જતા.

એક દિવસે તેણે સોનામહોરની રખેવાળી કરતા કુતરાને આ દેશના રાજાની કુંવરીને લઇ આવવાનો હુકમ



કર્યો. તત્કાળ કુતરો ચાલ્યો ગયો અને થોડી જ વારમાં પોતાની પીઠ પર એક ઊંઘતી સ્ત્રીને લઇ આવ્યો. સૈનિકે રાજકન્યાને બરાબર જોઇ લીધી રાજકન્યા દેવકન્યા જેવી સુંદર હતી. સૈનિકે એને જગાડવાનો ઘણો પ્રયત્ન કર્યો

પણ રાજકન્યા જાગી નહિ એટલે કુતરો રાજકન્યાને લઇને એના મહેલમાં મૂકવા ચાલ્યો ગયો.

તેજ દિવસે પોતાનાં મા બાપ સાથે જમવા બેસતાં રાજકુમારીએ કહ્યું: 'મને આજ વિચિત્ર સ્વપ્ન આવ્યું હતું, એક મોટો કુતરો મને ઉઠાવી ગયો અને કોઇ સૈનિક પાસે મને મૂકી. એ સૈનિકે ઘણી બુમો મારી.... પછી એકાએક મારી આંખ ઉઘડી ગઇ.'

આ સ્વપ્નની વાત સાંભળીને રાજારાણી વિચારમાં પડયાં. રાજકન્યાનું રક્ષણ કરવા ખાતર તરત સ્ત્રી ચોકી-દારોની વ્યવસ્થા કરી.

રાત પડી. સૈનિકે ફરી વાર રાજકુમારીને લઇ આવવાની કુતરાને આજ્ઞા કરી. કુતરો તરત પોતાની પીઠ પર રાજકુમારીને લઇ આવ્યો.

ચોકી કરનાર એક સ્ત્રી આ બધું જોઇ ગઇ. તેણે તરત સૈનિકના મહેલ પર ખડીથી નિશાની કરી. કુતરો જયારે કન્યાને ઘેર પહોંચાડીને પાછો ફર્યો ત્યારે તેણે એ નિશાન જોયું એટલે આખા શહેરનાં મકાનો પર તેણે એવાં ખડીનાં નિશાન કરી વાળ્યાં.

બીજે દિવસે સવારે રાજા રાણી, સ્ત્રી ચોકીદારના કહેવા પ્રમાણે તપાસ કરવા બહાર નીકળ્યાં પણ આખા ગામના મકાનો પર એક સરખાં નિશાન હતાં. રાજ-

કુમારીને કયા મકાનમાં લઈ જવામાં આવી હતી તે નક્કી કરી શકાયું નહિ.

પણ રાણી ખૂબ બુદ્ધિમાન હતી. તેણે એક તૂટેલી કોથળીમાં મેંદો ભરીને એ કોથળી રાજકુમારીની કેડે બાંધી દીધી. રાતે કુતરો આવીને રાજકન્યાને ઉપાડી ગયો. પણ માર્ગમાં મેંદાની ઝીણી ધાર થઈ રહી છે એ ખ્યાલ કુતરાને ન રહ્યો. રોજની માફક તે રાજકુમારીને એના મહેલમાં પાછી મૂકી ગયો.

બીજે દિવસે મેંદાના લીંટા પરથી રાજારાણી સૈનિકના મકાનમાં હાજર થયાં અને સૈનિકને પકડાવી કેદમાં પુરી દીધો.

આમને આમ થોડા દિવસો વીતી ગયા, એક દિવસે લોકોએ સાંભળ્યું કે આવતી કાલે સૈનિકને ફાંસી દેવાની છે.

બીજે દિવસે તો લોકોનાં ટોળેટોળાં ફાંસીનો માંચડો જોવા માટે નીકળ્યાં. સૈનિકને ફાંસીના માંચડા પર હાજર કર્યો. એટલે સૈનિકનો ચહેરો કૌતુક ભર્યા હાસ્યથી ખીલી ઉઠયો. તેણે ધીરે ધીરે રાજાને કહ્યું: 'મહારાજ, હું મૃત્યુ પહેલાં એક વાર ધૂમ્રપાન કરવા ઇચ્છું છું.'

રાજાએ કશો વાંધો ન લીધો એટલે જુદુઈ દિવાસળીની પેટી બહાર કાઢીને સૈનિકે સળગાવી. તત્કાળ

ત્રણે ય કુતરાઓ હાજર થયા. સૈનિકે કહ્યું: 'તમે મને ફાંસીમાંથી બચાવો.'

તરત ત્રણે કુતરા રાજા રાણી અને રાજદરબારના માણસો પર રાક્ષસની માફક કુદી પડ્યા. ઘડીવારમાં તો લોકો ભયના માર્યા ભાગવા માંડયા. છેવટે રાજાએ કબુલ કર્યું કે પોતાની કન્યા સૈનિકને પરણાવશે.

ત્યાર પછી રાજકન્યા સાથે સૈનિકનાં લગ્ન થયાં. અડધું રાજ અને ત્રણ કુતરા સાથે સૈનિક સુખી જીવન ગુજારવા લાગ્યો.



# દવલી દીકરી

એક હતી ડોશી. ડોશીને ત્રણ દીકરી. મોટીનું નામ એકાક્ષી...એને એકજ આંખ હતી. બીજીનું નામ કમળા. એને બે આંખો હતી. ત્રીજીનું નામ ત્રિનેત્રા, એને ત્રણ આંખો હતી. એકાક્ષી અને ત્રિનેત્રા ઉપર ડોશીનું હેત ઘણું હતું. કમળા બિચારી સામાન્ય માણસ જેવી બે આંખોવાળી હોવાથી ડોશીને એના પર જરાય પ્રેમ નહોતો. ડોશી અને બંને બહેનો બે આંખવાળી કમળાને ખૂબ જ દુઃખ આપતી. ઘરના કામનો સઘળો બોજો કમળાને માથે હતો. થોડાંક ગાડર હતાં તે પણ કમળા ચારવા જતી. આટલું બધું કામ કરવા છતાં કમળાને

કોઇ ખાવા દેતું નહિ.

એક દિવસે બપોરે વનવગડામાં કમળા ગાડર ચારતી બેઠી હતી. સૂરજનો તાપ સખત હતો. કમળાને કકડીને ભૂખ લાગી. ભૂખ્યા પેટે ન રહી શકવાથી તે તરત ઉઠીને ઘેર ગઇ, ડોશી પાસે ખાવાનું માગ્યું તો ડોશીએ ખાવાનું દેવાને બદલે કમળાના બંને ગાલ પર તમાચા ચોડી દીધા અને વનવગડામાં ધકેલી.

ભૂખના દુઃખથી પીડાયેલી કમળા વનવગડામાં પાછી આવી. ભૂખ અસહ્ય લાગવા માંડી એટલે એક ઠેકાણે બેસીને તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

કમળાનું રૂદન ચારે દિશાને ડોલાવી રહ્યું હતું. ખરે બપોરે બિચારી કમળાની વહારે કોણ આવે? પણ દુઃખી માણસનો બેલી તો ભગવાન છે ને? એક વૃદ્ધ બાઇ અચાનક ત્યાં આવી ચડી અને રડી રહેલી કમળાને પૂછ્યું: 'અરે દીકરી, આમ વનવગડામાં બેસીને શું કામ રડે છે?'

કમળાએ ધારીને જોયું તો એક વૃદ્ધબાઇ લાકડીને ટેકે ઉભી હતી. એની આંખમાં માની મમતા હતી. એના શબ્દોમાં સહાનુભૂતિ હતી. કમળાએ રડતાં રડતાં કહ્યું: 'માજી, મને ખૂબ જ ભૂખ લાગી છે.'

'અરરે, એટલા માટે તું રડે છે! શું તારે કોઇ

એવું નથી કે તને ખાવાનું આપે ?' વૃદ્ધ બાઇએ પ્રશ્ન કર્યો.

'મારે એક મા ને બે બેનો છે. મારી માની હું દવલી દીકરી છું. મારા પર એમનું જરાય હેત નથી. મને બધા ઘણું જ દુઃખ દીએ છે, કશું ખાવા પણ નથી આપતાં.' કમળાએ પોતાની દુઃખની વાત કહી.

'સારું, હવેથી તારે ખાવાની ચિંતા નહિ કરવી પડે. તારાં ગાડરમાં એક બકરું છે, એ બકરાંને જયારે કહીશ ત્યારે તને ખાવાનું લાવી આપશે: ભાતભાતનું ભોજન હાજર કરી દેશે.' આટલું કહી માજી ચાલ્યાં ગયાં.

કમળાએ એક બકરું પાળ્યું હતું. એ બકરા પર કમળાને ઘણું જ હેત હતું. રોજ પોતાની સાથે વગડામાં ચારવા લઇ આવતી. કમળાએ તરત નાના બકરા પાસે



ખાવાનું માગ્યું. કોણ જાણે કયાંથી એકાએક ભાતભાતનાં ભોજનથી ભરેલી થાળી આવીને હાજર થઇ. કમળાએ આનંદ ભર્યા હૈયે પેટ ભરીને ખાધું. સાંજ પડી ત્યારે

તે હસતી રમતી નાચતી કૂદતી ગાડરના ટોળા સાથે ઘેર ગઇ.

આ પ્રમાણે કમળા રોજ વનવગડામાં ભાતભાતનાં ભોજન જમવા લાગી અને એનું દુબળું શરીર ધીરેધીરે સુધરવા લાગ્યું, નવું લોહી ચડવા માંડયું, રૂપ પણ ખીલવા માંડયું! આ બધું જોઇને એની મા અને બંને બ્હેનો ઇર્ષાની આગમાં સળગવા લાગી. તેઓ વિચારવા લાગ્યા, આપણે આટઆટલું ખાઇએ છીએ છતાં માંદલાં જ રહીએ છીએ અને આ કમુડી કશું ખાધાપીધા વિના રૂપે રંગે વધતી જાય છે. આમ શા માટે બને છે એની તપાસ કરવી જોઇએ એમ વિચારી એક દિવસે ડોશીએ એકાક્ષીને કમળા કાંઇ ચોરી છૂપીથી ખાય છે કે નહિ એ તપાસ કરવા કમળા સાથે ગાડર ચારવા મોકલી. એકાક્ષી ભારે આળસુ હતી, બપોરનો તડકો તપવા માંડયો એટલે એક આંખવાળી તો એક ઝાડના છાયા નીચે જઇને સૂઇ ગઇ. કમળાએ પોતાના બકરા પાસે ભોજન માંગીને ખાઇ લીધું. સાંજ પડી એટલે એકાક્ષીને ઉઠાડીને કમળા ઘેર આવી. ડોશીએ જ્યારે પૂછયું ત્યારે એકાક્ષી કશું કહી શકી નહિ. કારણ કે તે કશું જોઇ–જાણી શકી નહોતી.

બીજે દિવસે ફરીવાર ત્રિનેત્રાને કમળા સાથે મોકલી. ત્રણ આંખવાળી ત્રિનેત્રા બહુ ચાલાક હતી. એ તો

ઊંઘવાનો ડોળ કરીને એક ઝાડ નીચે જાગતી પડી રહી. કમળાને નાની બહેનના ઢોંગની કશી ખબર નહોતી, તેણે તો હંમેશ માફક પેટ ભરીને જમી લીધું. ઝાડ નીચે સૂઇ રહેલી ત્રિનેત્રાએ બધું જોઇ લીધું. સાંજે ઘેર આવીને તેણે સઘળી વાત ડોશીને કહી. ડોશી આ સાંભળીને ખૂબ ક્રોધે ભરાઇ અને કમળાને દુઃખ દેવા ખાતર ડોશીએ તરત કમળાના વહાલા બકરાને મારી નાખ્યો. બકરાને મારી નાખી એનું ચામડું ઉતરડી લઇ, માત્ર બે ચાર હાડકાં કમળાને આપ્યાં ને કહ્યુ: 'લે હવે તું તારે પેટ ભરીને ખા.'

પોતાના વહાલા બકરાની આ દશા જોઇને કમળા પોકેપોકે રડવા લાગી.

અચાનક પેલી વૃદ્ધબાઇ અહિં આવી પહોંચી અને કમળાના માથા પર હાથ મૂકીને બોલી: 'કેમ રડે છે દીકરી ?'

કમળાએ રડતાં રડતાં સઘળી વાત કહી. વૃદ્ધબાઇએ બધું સાંભળીને માયાળુ અવાજે કહ્યું: 'સારું, તું આ હાડકાના કકડા તારા ઘર સામે આજ રાતે દાટી દેજે. કાલ સવારે ત્યાં એક આંબો ફાલ્યો કુલ્યો ઉગી નીકળશે. એ આંબા પર મીઠી અને સુંદર પાકી કેરીઓ લટકતી હશે. એ આંબા પરથી તારા સિવાય કોઇ કેરીઓ લઇ

શકશે નહિ, બીજું કોઇ લેવા જશે તો એને એક કેરી તો શું પાંદડું પણ નહિ મળે.'

બીજે દિવસે સવારે ઉઠીને ડોશી અને ત્રણે બહેનો એ આશ્ચર્યથી જોયું તો, ઘરની સામે જ એક ઘેઘુર આંબો ઉભો હતો અને એમાં સિંદુરીયા રંગની રસદાર કેરીઓ લચી રહી હતી. આ જોઇને ડોશીએ કમળાને આંબાના ઝાડ પાસે જવાની સખત મના કરી.

પ્રથમ એકાક્ષી કેરી તોડવા માટે આંબા પર ચડી. જેમ જેમ તે કેરી લેવા હાથ લાંબો કરે તેમ તેમ કેરીની ડાળ એના હાથમાંથી છટકી જાય. કોઇ પણ ઉપાયે કેરી હાથમાં આવે જ નહિ. છેવટે થાકીને તે નીચે ઉતરી ગઇ.

ત્યાર પછી ત્રિનેત્રા ઉપર ચડી. એની પણ એવી જ દશા થઇ એટલે કમળાએ આગળ આવીને કહ્યું: 'તમે તો કોઇ લઇ શકતાં નથી, હવે હું મહેનત કરી જોઉં.'

કમળાની આવી વાત સાભળીને બંને બહેનો ખડખડાટ હસી પડી. એકાક્ષી બોલી: 'અમે નથી લઇ શક્યાં એ તું કેવી રીતે લેવાની હતી?'

પણ કમળા તો સડસડાટ આંબા ઉપર ચડી ગઇ અને રસથી ભરેલી મજાની પાકી કેરીઓ એક પછી એક ચુસવા લાગી. આ જોઇને બંને બહેનો અને ડોશીના ક્રોધનો પાર ન રહ્યો. ડોશીએ હુકમ કર્યો કે કમળાએ

આંબાની છાયામાં પણ ન આવવું.

એક દિવસ એકાક્ષી અને ત્રિનેત્રાએ મળીને વિચાર કર્યો: 'આંગણે આવો સરસ આંબો, આટલી સુંદર કેરીઓ અને આપણે આંખ ફાડીને બેસી રહીએ એ સારૂં નહિ,



આ કરતાં કમળાને ઉપર ચડાવી કેરીઓ નીચે પડાવીએ તો સારૂં.'

કમળાને હુકમ કર્યો એટલે કમળા તરત આંબા ઉપર ચડી ગઇ અને પાકી પાકી કેરીઓ તોડીને નીચે ફેંકવા લાગી. એની બંને બહેનો બધી કેરીઓ ઉઠાવી ઉઠાવીને એક ટોપલીમાં ભરવા લાગી. ટોપલી ભરાઇ ગઇ એટલે કમળા આંબા ઉપરથી નીચે ઉતરી ગઇ.

બરાબર એ સમયે એક રાજકુમારને ઘોડાપર જોઇને એકાક્ષીએ કેરીનો ટોપલી ઢાંકી દીધી. આંબા ઉપર લટકતી સુંદર કેરીએ। જોઇને રાજકુમારે પૂછયું: 'મને આ કેરીઓ પાડી દેશો ?'

તરત એકાક્ષી અને ત્રિનેત્રા તૈયાર થઇ.

પ્રથમ એકાક્ષી આંબા ઉપર ચડી. પરંતુ એ એકાદ કેરી પણ ન પાડી શકી. ત્યાર પછી ત્રિનેત્રા ચડી; એની પણ એ જ દશા થઇ. એટલે એક ખૂણામાં છૂપાઇને ઉભેલી કમળા સામે આવીને બોલી: 'હું કેરીઓ આપું છું.'

તરત તે આંબા ઉપર ચડી ગઇ અને રસભરી મધુર કેરીઓ તોડીને રાજકુમારને આપી. કેરીઓ ખાઇને રાજકુમાર તો ખૂબ રાજી થયો. આવી મધુર કેરીઓ તેણે જીંદગીમાં કદી ચાખી નહોતી. એ સિવાય કમળાનો રૂપભર્યો ચહેરો જોઇને એના મનમાં થયું, આ તો રાણી થવાને યોગ્ય છે. એટલે રાજપુત્ર કમળાને ઘોડા પર બેસાડીને પોતાના દેશ તરફ રવાના થઇ ગયો. ત્યાં પહોંચ્યા પછી એણે કમળા સાથે લગ્ન કર્યાં.

ડોશી અને એની બંને દીકરીઓ તો ઇર્ષામાં બળી રહી હતી. કમળાના ચાલ્યા ગયા પછી આંબો સુકાઇને પડી ગયો.

અહિં તો કમળા મહારાણી બનીને મહાસુખ ભોગવી

રહી છે. એક દિવસે તે ઝરૂખામાં બેઠી બેઠી પોતાનો અંબોડો બાંધી રહી હતી એ સમયે બહાર રસ્તા પર તેણે જોયું તો, બે ભિખારણો સામે ઉભી ઉભી ભિક્ષા માગી રહી છે. એ બંનેમાં એક ભિખારણના દેહ પર કેટલાય ઘા વાગ્યા હતા અને બીજી આંધળી હતી. આ જોઇને કમળાના હૈયામાં દયા પ્રગટી. તેણે બંને ભિખારણોને અંદર બોલાવી. ભિખારણોને સામે આવેલી જોતાં જ કમળા ચમકી ઉઠી. આ તો એની જ બંને બહેનો છે, એકાક્ષી અને ત્રિનેત્રા.

તરત કમળાએ બંને બહેનોને નવરાવી ધોવરાવી સારાં વસ્ત્રો પહેરવા આપ્યાં અને હંમેશ માટે બંને બહેનોને પોતાને ત્યાં પ્રેમ પૂર્વક રાખી.



## વિજળી

ગંગા નદીને કિનારે એક ગરીબ બ્રાહ્મણી રહેતી હતી. એને એક રૂપાળી દીકરી હતી. દીકરીનું નામ હતું વિજળી. બિચારી બ્રાહ્મણીના દિવસો ઘણા દુઃખમાં જતા. રેટીયો ચલાવીને અને કાથીના દોરડાં વણીને માંડમાંડ બે પેટ ભરાતાં. ધીરેધીરે બ્રાહ્મણીની ઉમ્મર મોટી થવા લાગી, તે હવે આંખોથી પુરું જોઇ પણ નહોતી શકતી.

કાંતવાનું કામ પણ થતું નહોતું, દોરડાં પણ વણાતાં નહોતાં. મહિનામાં પંદર દિવસ તો લાંઘણમાં જતા.

છેવટે એક દિવસે વૃદ્ધ બ્રાહ્મણીએ વિજળીને કહ્યું: 'જો વિજુ, હવે મારાથી કામ થઇ શકતું નથી, હવેથી તારે જ રોજ કાંતવું પડશે. સમજી?'

વિજળી બહુ રમતિયાળ હતી, તે કદી પણ કામ-કાજમાં મન પરોવતી નહિ. માની વાત સાંભળીને તે છણકો કરતાં બોલી: 'મારાથી એ બધું નહિ થાય. મા! તમે કાંતી ન શકો તો બીજું કોઇ કામ કરો, પણ મારાથી રેંટીયો ચલાવી શકાશે નહિ.'

આ સાંભળીને વિજળીની મા ખૂબજ રોપે ભરાઇ અને ઠપકો આપવા મંડી. વિજળી ઘરને ખૂણે બેસીને પોકે પોકે રડવા લાગી.

બરાબર આ સમયે એ દેશની રાણી એક પાલખીમાં બેસીને વિજળીના ઘર પાસેથી જઇ રહી હતી. સ્ત્રીનું રૂદન સાંભળીને તે પા લ ખી માં થી નીચે ઉતરી અને ગરીબ બ્રાહ્મણીના ઘરમાં દાખલ થઇ.

અંદર ગયા પછી રાણીએ વિજળીને રડવાનું કારણ પુછ્યું.

વિજળીની માને પોતાની દીકરીની છોકરમત અને ઉદ્ધતાઇની વાત કહેતાં શરમ આવી તેથી તેણે ફેરવીને



વાત કરી: 'શું કરું રાણી સાહેબ, મારી દીકરીને કાંતવાનું બહુ ગમે છે, પણ હું ઘણી ગરીબ છું, રેંટીયાની નવી ત્રાક ખરીદી શકાય એવી મારી સ્થિતિ નથી, તેથી છોકરી રડે છે.'

'બસ, એટલા માટેજ તારી દીકરી રડે છે! મારા મહેલમાં ઘણી ત્રાક પડી છે અને રૂની પુણીઓનો પણ પાર નથી તારી દીકરીને મારી સાથે મોકલ, મારા મહેલમાં બેસીને એની મરજીમાં આવે એટલું કાંતે અને મનનું સુખ મેળવે.'

વિજળીની માએ હર્ષપુર્વક વિજળીને રાણી સાથે મોકલી.

મહેલમાં આવીને રાણીએ પુણીથી ભરેલા ત્રણ

ઓરડા દેખાડતાં કહ્યું: 'વીજુ, આમ જો કેટલી પુણીઓ છે! તું જો આ બધી પુણીઓનું સુતર બનાવી આપે તો મારા પુત્ર સાથે તારાં લગ્ન કરી દઉં.'

પણ વિજળીએ વિચાર્યું, આટલી પુણીઓ તો આખી જીંદગી સુધી કાંતતાં પણ પુરી થાય નહિ અને રાજપુત્ર સાથે પોતાનાં લગ્ન પણ થાય નહિ. આમ વિચારીને તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

આ પ્રમાણે રડતાં રડતાં ત્રણ દિવસ ચાલ્યા ગયા. ચોથા દિવસની સવારે તેણે જોયું તો ઓરડા પાસે ત્રણ સ્ત્રીઓ આવીને ઉભી છે: ત્રણે ય સ્ત્રીઓ દેખાવમાં ઘણી કદરૂપી હતી. એક સ્ત્રીના બંને પગ ચેપાઇ ગયેલા હતા, બીજીનો નીચલો હોઠ ઝૂલી રહ્યો હતો અને ત્રીજી સ્ત્રીના ડાબા હાથનો અંગુઠો પહોળો થઇ ગયેલો હતો.

એ ત્રણે સ્ત્રીઓએ વિજળી પાસે આવીને કહ્યું: 'બહેન તું શા માટે રડી રહી છે?'

વિજળીએ પોતાના દુ:ખની બધી વાત ત્રણે ય સ્ત્રીઓને કહી. તે સાંભળ્યા પછી ત્રણે સ્ત્રીઓ બોલી: 'અમે ત્રણે જણીઓ કાંતનારી છીએ, તારા લગ્નની રાતે જો તું અમને બહેનો ધારીને નિમંત્રણ આપે અને અમારી સાથે એક પંગતે જમવા બેસે, તો આ ત્રણે ઓરડામાંની સઘળી પુણીઓ અમે એક જ દિવસમાં કાંતી

દઇએ. હવે કહે તને આ શર્તથી સુખ ઉપજે છે?'

'હા.' કહી વિજળીએ આરામનો દમ લીધો. એના મનનો બોજો હળવો થયો.

ત્યાર પછી તરત પડછંદ શરીરવાળી ત્રણેય સ્ત્રીઓએ રેંટીયા ચલાવવા શરૂ કર્યા. બપોરના વખતે રાણી વિજળીનું કંતામણ જોવા આવી. વિજળીએ એકદમ ત્રણેય કાંતનારીઓને ઓરડામાં છૂપાવી દીધી. રાણીએ જોયુ તો પુણીઓનો ઘણો ભાગ કંતાઇ ગયો હતો. આટલી બધી પુણીઓ કંતાયેલી જોઇને રાણીને ભારે આશ્ચર્ય થયું તેણે વિજળીની પ્રશંસા કરતાં બાકીની પુણીઓ કાંતી નાખવાનું કહ્યું.



રાણીના ગયા પછી ઓરડામાં સંતાયેલી ત્રણે ય કાંતનારીઓએ બહાર આવી બાકીની, સઘળી પુણીઓ કાંતી નાખી અને વીજળીને કહ્યું: 'જો બહેન, તારી પ્રતિજ્ઞા તું ભૂલતી નહિ.'

ત્યાર પછી ત્રણે ય સ્ત્રીઓ ચાલી ગઈ.

વિજળીએ રાણીને બધું સુતર દેખાડયું. રાણી પણ સંતોષ પામી ને પોતાના પુત્ર સાથે વિજળીના લગ્નની તૈયારી કરવા લાગી.

લગ્નના બે દહાડા અગાઉ રાણીએ આવી વિજળી-ને પૂછ્યું: 'તારાં કોઇ સગાવહાલાને નિમંત્રણ આપવું છે કે?'

વિજળીએ કહ્યું: 'હા રાણીમા, મારે કાકાની દીકરી ત્રણ બહેનો છે. એમણે મારા પર મોટો ઉપકાર કર્યો છે, એ લોકોને મારા લગ્નમાં આવવાનું કહેવાનું છે.'

લગ્નની રાતે એ ત્રણે ય સ્ત્રીઓ ખૂબ સાધારણ પોષાકમાં આવીને હાજર થઇ. વિજળીએ ત્રણે બહેનોનો આદરપુર્વક સત્કાર કર્યો.

આવી કદરૂપી સ્ત્રીઓનો સત્કાર થતો જોઇને રાજપુત્રે વિજળીને પૂછ્યું: 'આ કોણ છે?'

રાજપુત્ર જાણી શકયો કે, એ વિજળીની બહેનો છે. રાજપુત્રે કહ્યું: 'વિજુ, તું આટલી સુંદર છે, પણ તારી

બ્હેનો આટલી કદરૂપી શા માટે છે?'

વિજળીએ કહ્યું: 'એ હું નથી જાણતી. એમને જ પૂછી જોઈએ.'

એટલે રાજપુત્રે પહેલી કાંતનારીને પૂછ્યું એટલે તેણે જણાવ્યું કે, ઘણી તાંત ચલાવવાથી પોતાના પગ ચપટા થઇ ગયા છે. બીજીને પૂછતાં જાણવા મળ્યું કે, રેંટીયાનું સૂતર હોઠવડે ભીનું કરવાથી એનો નીચલો હોઠ ઢળી પડયો છે. પછી ત્રીજી સ્ત્રીને પૂછ્યું: 'તારો અંગુઠો આમ ચપટો કેવી રીતે થયો છે?'

તે બોલી: 'કાયમ સુતર કાંતવાથી આ પ્રમાણે મારો અંગુઠો ચપટ થઇ ગયો છે.'

આ વાત સાંભળીને રાજપુત્રે ભય પામતાં કહ્યું: 'મારી રાણીને હું કદી પણ સુતર કાંતવા નહિ દઉં.'

ત્યારથી વિજળીને કોઇ દિવસ સુતર કાંતવું પડ્યું નથી.



